વર્ષ ૭ મું. નવચેતન પ્રકાશન ૨૭. પુસ્તક ૧ લું
ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુ. ૩૨.

# શ્રી દેવી

: લેખક :
શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય
: અનુવાદક :
શ્રી આનન્દકુમાર ભટ્ટ

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર : અમદાવાદ

: પ્રકાશક :

પુરુષોત્તમ પૂ. પારેખ.

નટવરલાલ લ. વોરા.

નવચેતન સાહિત્ય [illegible] : અમદાવાદ.



આવૃત્તિ ૧ લી.

પ્રત : ૩૦૦૦.



**કિંમત.**

પાકુપૂઠું ૩—૦-૦

કાચુપૂઠું ૨-૧૨-૦

વાર્ષિક લવાજમ દેશમાં પોસ્ટેજ સહિત.

કાચું પૂઠું રૂ. ૪) ∴ પાકું પૂઠું રૂ. ૫)

: મુદ્રક :

મણિલાલ છગનલાલ શાહ.

નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, નોવેલ્ટી

સનેમા પાસે, ઘીકાંટારોડ, અમદાવાદ.

# નિવેદન

શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની સળંગ નવલકથા શ્રીદેવી ગૂજરાત સમક્ષ રજૂ કરતાં અમને આનંદ થાય છે. ગૃહલક્ષ્મી ગ્રંથમાળા આ પુસ્તકથી સાતમા વર્ષમાં પ્રવેશે છે; એનો બધો યશ ગ્રાહક ભાઇબ્હેનો અને લેખક મિત્રોને ફાળે જાય છે. આ પ્રસંગે કંઈક અમારા ગ્રાહક ભાઈબ્હેનોને અમારી પરિસ્થિતિનો પરિચય આપવો જરૂરનો છે. કાગળના ભાવ ચાર ઘણા થઈ ગયા છે. એ હકીકત લક્ષમાં લેતાં વાંચક-વર્ગ અમને કેટલું સહેવું પડતું હશે તેની કલ્પના કરી લે. છતાં અમે લવાજમમાં વધારો કર્યો નથી, પણ અમારી સાહિત્યસેવા અમારા વાંચકવર્ગ સમક્ષ યથાશક્તિ વહી જાય એ અમારી ભાવના છે. પરંતુ તેને સક્રિય કરવામાં અમારા પ્રત્યે વાંચકવર્ગ ઉદાર સહાનુભૂતિથી જુએ એ અમારી વિનંતિ છે. અમારે આ કારણોને અંગે જ નુકશાન છતાં એ નુકશાન ઓછું રહે એ દૃષ્ટિથી અનિવાર્ય રીતે હાલના કંટ્રોલના મામલા અને અસહ્ય કાગળની મોંઘવારીને અંગે જ કુલ પાનાની સંખ્યામાં કંઈક અંશે ઘટાડો કરવાનું અનિવાર્ય બન્યું છે. તો તે અમારા ગ્રાહક ભાઇબ્હેનો કૃપા કરી નિભાવી લઈ અમારા પર જે અમી દૃષ્ટિ રાખી છે તે રાખી અમારો અને આપનો સાહિત્ય દ્વારા સ્નેહસંબંધ ચાલુ રાખી વધુ દૃઢ કરવા અમારા પ્રયાસને વધાવી લેશે એવી વિનંતિ છે.

અમારું આવતું પ્રકાશન ૬૦૦ પાનાની અદ્ભુત અને અલૌકિક નવલકથા જાણીતાં લેખકની ગૂજરાત સમક્ષ રજૂ થશે.

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬: ભદ્ર: અમદાવાદ.

પુરુષોત્તમ પારેખ
નટવરલાલ વોરા
સંચાલકો

# પ્રસ્તાવના

બંગાળાના લબ્ધપ્રતિષ્ઠિત નવલકથાકાર શ્રી બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયથી વાચકો અજાણ્યા નથી. એમની અનેક નવલકથાઓના અનુવાદ થયા છે અને તે બધા હોંશથી વંચાયા પણ છે. એજ સુપ્રસિદ્ધ નવલકથાકારની એક વિખ્યાત કૃતિ 'સીતારામ'નું આ શ્રીદેવી ભાષાંતર છે.

શ્રી બંકિમચન્દ્રે પોતાના આ પુસ્તક સંબંધી જાહેર કર્યું છે કે સીતારામ ઐતિહાસિક વ્યક્તિ છે એ વાત સાચી છે. પરન્તુ આ ગ્રન્થમાં સીતારામની ઐતિહાસિકતા જરા પણ જળવાઈ નથી. ઇતિહાસ વર્ણવવાનો આ પુસ્તકનો હેતુ નથી. મશહુર રાય સીતારામનો સાચો ઇતિહાસ જાણવાની જેમની ઇચ્છા હોય, તેઓ વેસ્ટલેન્ડ સાહેબ કૃત યશોહરનો અહેવાલ અને સ્ટુઅર્ટ સાહેબ રચિત બંગાળાનો ઇતિહાસ વાંચી લે.

આમ **શ્રીદેવી** એ ઐતિહાસિક તત્ત્વ પર રચાયલી નવલકથા છે. ઐતિહાસિક તત્ત્વની સાથે પ્રભાવભરી કલ્પનાશક્તિ પણ હોવી જોઈએ અને એ જો હોય તો જ વાર્તાનો પ્રવાહ અખંડિત વહેતો જાય અને વાચકોને તેમાં તરબોળ રાખી શકે. આવી બંને શક્તિ ઘણા જ ઓછા નવલકથાકારોમાં મળી આવે છે. બંકિમચન્દ્રમાં એ બંને શક્તિ હતી અને તેથી જ તેમની નવલકથાઓમાં વસ્તુની ભવ્ય સજાવટ, વેગ અને ઉત્સાહ દૃષ્ટિગોચર થાય છે.

શ્રીદેવીમાં વસ્તુની ભવ્યતા છે અને તેની સાથે સાથે સબળ પાત્રાલેખન પણ છે. આ ઉપરાંત બીજાં પણ અનેક વિશિષ્ઠ તત્ત્વો એમાં છે. એટલે બંકિમબાબુની બીજી બધી નવલો કરતાં એમાં રસ અને આકર્ષણ વિશેષ પ્રમાણમાં મળી આવે છે. આ પુસ્તકના અનુવાદમાં મૂળ ભાવોને જાળવી રાખવાનો પૂરો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ગુજરાતને આ પુસ્તક ગમી જશે એવી આશા છે.

૧૯૪૨. **આનન્દકુમાર ભટ્ટ**

# ૧

પ્રાચીન સમયમાં પૂર્વ બંગાળમાં ભૂષણ નામનું એક નગર હતું. આજે આ નગર ભૂખણી નામે ઓળખાય છે. જે સમયે કલકત્તા નામના નાના ગામની ઝૂંપડીઓમાં રહેનારા લોકો વાઘના ભયથી રાત્રિના સમયે ઘરમાંથી બહાર નીકળી શકતાં નહોતાં, તે સમયે ભૂષણમાં એક ફોજદાર રહેતો હતો ફોજદાર ત્યાંનો ગવર્નર હતો. આજકાલના ગવર્નરો કરતાં તે વખતના ફોજદારોનો પગાર ઘણો ભારે હતો. કહેવાનું તાત્પર્ય એ કે ભૂષણ સ્થાનિક રાજધાની હતી.

આજથી એકસોએંશી વર્ષ પહેલાંની વાત ઉપર એક દિવસે રાત્રિના ભાગમાં ભૂષણ શહેરની એક સાંકડી ગલીમાં એક મુસલમાન ફકીર સૂતેલો હતો. ફકીર રસ્તા

પર એવી રીતે લાંબો થયેલો હતો કે કોઈથી આવ જાવ પણ કરી શકાય એમ નહોતું. આ સમયે એક માણસ ત્યાં આવી ચડચો. એ બહુ જ ત્વરાથી ચાલ્યો આવતો હતો, પરંતુ ફકીરને રસ્તો બંધ કરી સૂતેલો જોઈ તે દુઃખી થઈ એકદમ ઊભો રહી ગયો.

એ હિંદુ હતો. જાતે કાયસ્થ અને તેનું નામ ગંગારામ દાસ હતું. વયમાં એ તદ્દન નવજુવાન જ હતો. ગંગારામ મહાદુઃખમાં હતો. ઘરમાં એની મા મરવા પડી હતી. આવી અવસ્થામાં હતી એટલે એ ત્વરાથી દોડીને વૈદને બોલાવવા માટે જતો હતો. પરંતુ અહીં આવીને જોયું તો રસ્તો બંધ દીઠો.

એ દિવસોમાં મુસલમાન ફકીરોની માન આબરૂ સારી હતી. ખુદ અકબર બાદશાહ પોતે પણ ઇસ્લામ ધર્મ પ્રત્યે અશ્રદ્ધાવાન હોવા છતાં પણ એક ફકીરનો ભક્ત હતો. હિંદુઓ પણ ફકીરોને માનતા અને તેમના પ્રત્યે ભક્તિભાવ દર્શાવતા હતા. જેઓ એમને માનતા નહોતા તેઓ પણ તેમનાથી ડરતા રહેતા. ફકીરને ઓળંગીને જવાની ગંગારામની હિંમત ચાલી નહિ. તે બોલ્યોઃ "સલામ, શાહસાહેબ! મને જરા માર્ગ આપો."

શાહસાહેબ ન તો હાલ્યો કે ન તો તેણે કંઈ જવાબ આપ્યો. ગંગારામે હાથ જોડીને કહ્યું: "અલ્લાહ આપના પર રાજી થાય, હું દુઃખમાં છું; મને જવાનો રસ્તો આપો."

પરંતુ ફકીર ત્યાંથી જરાપણુ ચસક્યો નહિ. ગંગારામે હાથ જોડી બહુ કાલાવાલા કર્યા, પ્રાર્થના કરી, તો ય ફકીરે તેને દાદ ન આપી. મોઢામાંથી એ એકપણુ શબ્દ બોલ્યો નહિ. આખરે લાચાર બનીને ગંગારામ તેને ઓળંગીને ચાલી ગયો. ઓળંગતી વખતે ગંગારામનો પગ ફકીરના શરીરને લાગી ગયો. બનવાજોગ છે કે ફકીરે હાથે કરીને જ એવું કર્યું હોય. ગંગારામ ઉતાવળમાં હતો એટલે કંઈપણુ બોલ્યા વગર વૈદરાજના ઘર તરફ ચાલતો થયો. ફકીર પણુ ઊઠ્યો અને કાજીના ઘર તરફ ચાલવા લાગ્યો.

ગંગારામ વૈદરાજને મળ્યો અને તેને પોતાને ત્યાં લઈ ગયો. વૈદે એની માને તપાસી, નાડી જોઈ; જોઈને બેચાર ઔષધિઓ બતાવી. અંતમાં ગંગાજળ અને તુળસી આપવાનું કહીને તે ચાલી ગયો. હરિનામ લેતી લેતી ગંગારામની મા પરલોકમાં સિધાવી. ગંગારામ માની અંતિમ ક્રિયા કરવા માટે પાડોશીઓને બોલાવવા ગયો. પાંચસાત સગાંઓને લઈને ગંગારામે યથાવિધિ માતાનો અંતિમ સંસ્કાર કર્યો.

માની અંતિમ ક્રિયામાંથી પરવારીને બપોર પછી ગંગારામ પોતાની બહેન શ્રાદ્દેવી અને બીજાં સગાંઓની સાથે ઘેર પાછો ફરતો હતો, તેવામાં બે સિપાઈઓએ આવીને તેને પકડી લીધો. સિપાઈઓ જાતિના હલકા વર્ણના હતા એટલે એમના સ્પર્શથી ગંગારામને દુઃખ થયું. સિપાઈઓની સાથે પેલો ફકીર પણુ હતો.

આ જોઈને ગંગારામ ગભરાઈ ગયો. તે બોલ્યોઃ "મને ક્યાં લઈ જાવ છો? શું કામ મને પકડો છો? મેં શું કર્યું છે?"

ફકીર બોલ્યોઃ "કાફર! કમબખ્ત! બેતમીજ! ચલ!"

સિપાઈઓએ કહ્યુંઃ "ચલો."

એક સિપાઈએ ગંગારામને ધક્કો મારી નીચે પાડી નાખ્યો. બીજાએ ઉપરથી બેચાર લાઠીઓ લગાવી દીધી. એક ગંગારામને બાંધવા લાગ્યો, બીજો એની બહેન શ્રીદેવીને પકડવા દોડ્યો. પણ શ્રીદેવી જીવ લઈને ત્યાંથી દોડી ગઈ. સાથે બીજાંઓ જે હતાં તેઓ પણ ક્યાં નાસી ગયાં તે કોઈ જાણી શક્યું નહિ. સિપાઈઓ ગંગારામને મારતા મારતા કાજીની પાસે લઈ ગયા. ફકીર પણ હિંદુઓની બદમાસી વિષે ઘણા અઘરા ફારસી અને અરબી શબ્દોથી ભરપૂર તરેહવાર લવારા કરતો કરતો દાઢી હલાવતો હલાવતો તેમની સાથે ગયો.

ગંગારામને કાજીની સામે ઊભો કરવામાં આવ્યો. એનો મુકદ્દમો પણ તરત જ શરૂ થઈ ગયો. ફરિયાદી તરીકે ફકીર હતો, સાક્ષી તરીકે પણ એ જ; અને ઈન્સાફ આપનાર પણ તે જ હતો. કાજીસાહેબ તેને પોતાની જગ્યાએ બેસાડી દૂર ઊભા રહી ગયા. ફકીરનું ભાષણ સમાપ્ત થયા પછી કાજીસાહેબે કુરાન, પોતાનાં ચશ્માં અને શાહસાહેબની સફેદ દાઢીનું સારી રીતે અવલોકન કરી અંતમાં

હુકમ ફરમાવ્યો કે ગુનેગારને જમીનમાં જીવતો દાટી દેવામાં આવે. જે કોઈએ આ હુકમ સાંભળ્યો તેઓ કંપી ગયા. ગંગારામે કહ્યું: "જે થવાનું હતું તે થઈ ગયું, હવે ભય શા માટે રાખવો ?"

આમ કહીને ગંગારામે શાહસાહેબના મુખ પર એક લાત લગાવી દીધી. તોબા, તોબા પોકારતો, મુખ પર હાથ રાખીને શાહસાહેબ જમીન પર તૂટી પડયો. આ ઉંમરે તેના જે બે ચાર દાંત બાકી હતા, તેને ગંગારામના ચરણપ્રહારથી મુક્તિ મળી ગઈ. આ બનાવથી ત્યાં મોટી ગડબડ મચી ગઈ. સિપાઈઓ દોડી આવ્યા અને તેમણે કાજીસાહેબના હુકમથી ગંગારામના હાથ તેમજ પગમાં બેડીઓ નાખી દીધી. તે બાદ તેઓ તેને મારતા, ગાળ દેતા અને અર્થહીન પ્રલાપ કરતા ઘસડીને કેદખાનામાં લઈ ગયા. એ દિવસે સાંજ થઈ ચૂકી હતી, તેમજ વખત પણ ઘણો થઈ ગયો હતો એટલે કંઈ થઈ શકે એમ નહોતું. ગંગારામને જીવતો દાટવાનું કામ બીજા દિવસે મુલતવી રાખવામાં આવ્યું.

## ૨

ગંગારામની બહેન વાળ છૂટા નાખી રોતી કકળતી એક ઝાડ નીચે ધૂળમાં આળોટતી પડી હતી ત્યાં આ સમાચાર પહોંચ્યા. બહેને સાંભળ્યું, ' કાલે સવારે ભાઈને જીવતો જમીનમાં દાટવાના છે.' એ તરત જ બેઠી થઈ અને તેણે પોતાના આંસુ લૂછી નાખી વાળ બાંધી લીધા.

ગંગારામની બહેન શ્રીદેવીની વય લગભગ પચીસ વર્ષની હતી. તે ગંગારામ કરતાં વયમાં નાની હતી.

ઘરમાં ગંગારામની મા અને શ્રીદેવી સિવાય બીજું કોઈ પણ નહોતું. ગંગારામની મા સદાય રોગી જ રહ્યા કરતી હતી એટલે ઘરનું બધું કામકાજ શ્રીદેવી જ સંભાળતી.

શ્રીદેવી પરિણીત હતી, પરંતુ દુર્ભાગ્યવશ અત્યારસુધી એ સ્વામીના સહવાસથી વંચિત હતી.

ઘરમાં એક શાલીગ્રામની મૂર્તિ હતી. આ મૂર્તિની શ્રીદેવી રોજ પૂજા કરતી અને તેને નૈવેદ્ય ધરાવતી હતી. શ્રીદેવી અને શ્રીદેવીની માને મન એ સાક્ષાત્ ભગવાન હતા. આ દેવમંદિરના બારણા આગળ આવી ઊભાં ઊભાં જ શ્રીદેવીએ મનમાં ને મનમાં ભગવાનને પ્રણામ કર્યા. તે પછી હાથ જોડી એ બોલી: "હે નારાયણ! હે પરમેશ્વર! હે દીનબંધુ! આજે હું જે વિકટ કામ કરવા જાઉં છું તેમાં તું મને સહાય કરજે. હું સ્ત્રી છું – અધમ છું. મારાથી કંઈ થઈ શકે એમ નથી, તારો જ આશરો છે. ધ્યાન રાખજે, મારા પ્રભુ!"

આટલું બોલીને શ્રીદેવી ઘરમાંથી બહાર નીકળી ગઈ. પાંચકોડીની મા નામની એક આધેડ વયની સ્ત્રી તેની પાડોશણ હતી. આ પાડોશણની સાથે ગંગારામના કુટુંબને સારો સંબંધ હતો. એ શ્રીદેવીની માનું ઘણુંખરૂં કામકાજ કરી આપતી હતી. એની પાસે જઈને શ્રીદેવીએ કંઈક ઘુસપુસ કરી. એ પછી એ બન્ને જણીઓ રસ્તા પર આવી, અને ગલીકુંચીઓ વટાવતી ઘણે દૂર નીકળી ગઈ. એ વખતે પાકી બાંધણીવાળાં ઘરો બહુ જ ઓછાં હતાં તોપણ આજ કરતાં તે વખતે તેવાં ઘરો વિશેષ હતાં. વચ્ચે વચ્ચે છૂટી-છવાઈ ત્રણ ચાર માળની હવેલીઓ પણ જોવામાં આવતી હતી. બન્ને સ્ત્રીઓ આવા એક વિશાળ મકાનની પાસે

આવીને ઊભી રહી. મકાનની સામે એક મોટું પાક્કા ઘાટનું તળાવ હતું. ઘાટ ઉપર કેટલાક દરવાનો બેઠા હતા. કોઈ ભાંગ વાટતું હતું તો કોઈ ગપ્પાં મારી રહ્યું હતું. આ દરવાનોમાંના એક જણને ઉદ્દેશીને પાંચકોડીની મા બોલી: "પાંડેય મહારાજ! જરા ભંડારીને બોલાવી લાવો ને."

દરવાને કહ્યું: "હું પાંડેય નથી, હું તો મિસ્સિર છું."

"એમ! તો તો તમે એમના કરતાં ઊંચા બ્રાહ્મણ." પાંચકોડીની મા બોલી.

આ ખુશામતથી મિશ્રજીએ ખુશ થઈ પૂછયું: "તારે ભંડારીનું શું કામ છે?"

"એ જ કે અમારે ત્યાં શાકભાજી પુષ્કળ થયાં છે. કોઈ ને મોકલીને તે મંગાવજો, એ કહેવું છે."

"ઠીક જા, હું તેને કહી દઈશ."

"તમે કહેશો તો ખરા, પરંતુ નામઠેકાણા વગર તે કોને ત્યાંથી શાકભાજી તોડી લાવશે?"

"ઠીક, તો તું તારું નામ બતાવતી જા."

"કરમ તમારું! વિચાર તો હતો કે તમને પણ એક દૂધી આપું, પરંતુ તે તમારા નસીબમાં હોય એમ લાગતું નથી."

"ઠીક, તું ઊભી રહે, હું હમણાં જ ભંડારીને બોલાવી લાવું છું."

એ પછી મિશ્રજી મહારાજ કંઈક ગણગણતા મકાનમાં

ગયા અને જઈને ભંડારીને ખબર આપી કે એક શાકભાજી-વાળી બાઈ આવી છે, તે તમને બોલાવે છે. એ તમને પણ કંઈ આપશે અને મને પણ. જલદી ચાલો."

જીવણ ભંડારીની વય જરા મોટી હતી. તેની કમરના કંદોરામાં સંખ્યાબંધ ચાવીઓ ઝૂલતી હતી. દેખાવે તે ઉગ્ર અને કડક લાગતો હતો. કંઈક મળવાની આશાથી તે ઝડપથી બહાર આવ્યો. જોયું તો બે સ્ત્રીઓ ઊભેલી જણાઈ. તેણે પૂછ્યું: "કોણ બોલાવે છે?"

પાંચકોડીની માએ કહ્યું: "એ તો મેં આપને એટલા માટે બોલાવ્યા છે કે અમારે ત્યાં થોડાંક શાકભાજી તૈયાર થયાં છે. થોડાંક તમે લેજો, થોડાંક દરવાનજીને આપજો, અને બાકીના જે વધે તે સરકારમાં આપજો."

"તારું ઘર ક્યાં છે તે કહે. કાલે આવીને લઈ જઈશ."

"મારી સાથે એક અનાથ બાઈ આવી છે. તે શું કહે છે તે પણ સાંભળી લો."

લાંબો ઘૂમટો તાણીને શ્રીદેવી ભીંતે અઢેલીને એક બાજુએ ઊભી રહી હતી. તેના તરફ જીવણ ભંડારીએ નજર કરી. તે પછી એ સહેજ કડક સ્વરે બોલ્યો: "મારાથી હજુર પાસે ભીખબીખની વાત થઈ શકશે નહિ."

આ સાંભળી પાંચકોડીની માએ ધીરે સાદે ભંડારીને કહ્યું: "જે કંઈ ભીખ મળશે, એમાંથી અધીં તમે લઈ લેજો."

આ લાલચથી ભંડારી રાજી થઈ ગયો. તેણે કહ્યું: "ઠીક, બોલ! શું કહેવા માંગે છે?"

ભિખારીઓને માટે ભંડારીના માલિકનો દરવાજો સદા ખુલ્લો રહેતો હતો. શ્રીદેવીએ ભિક્ષા માગવાની ઇચ્છા વ્યક્ત કરી એટલે ભંડારી તેને પોતાના માલિક પાસે લઈ ગયો.

માલિકની પાસે શ્રીદેવીને પહોંચાડી ભંડારી ત્યાંથી ચાલી ગયો.

શ્રીદેવી આવીને દરવાજાની પાસે ઊભી રહી ગઈ. તેણે ઘૂમટો તાણ્યો હતો.

માલિકે તેને પૂછ્યું: "તું કોણ છે?"

શ્રીદેવીએ કહ્યું: "મારું નામ શ્રીદેવી છે."

"શ્રીદેવી! તો પછી શું તું મને ઓળખતી નથી? હું કોણ છું તે જાણ્યા વિના જ તું મારી પાસે આવી છે કે? હું સીતારામ રાવ છું."

શ્રીદેવીએ મુખ પરથી ઘૂમટો ખસેડી નાખ્યો. સીતારામે જોયું તો આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં. મુખ વરસાદના પાણીથી ભીંજાયલા કમળ પુષ્પની જેમ સુંદર અને નિર્મળ દેખાતું હતું. એણે કહ્યું: "શ્રીદેવી! તું આટલી સુંદર છે?"

શ્રીદેવીએ કહ્યું: "આ સમયે હું બહુ દુઃખમાં છું. મજાક – મશ્કરી કરવાનો આ વખત નથી." બોલી શ્રીદેવી રડવા લાગી.

સીતારામે કહ્યું : "આટલા દિવસે અહીં કેમ આવી છે? અને આવી છે તો આમ રડે છે શા માટે?"

તોપણ શ્રીદેવી રડતી જ રહી. સીતારામના પ્રશ્નનો એણે કંઇપણ જવાબ આપ્યો નહિ.

સીતારામે કહ્યું: "પાસે આવ."

"હું આસન પર બેસીશ નહિ. મને સૂતક છે."

"સૂતક ! કોનું ?"

"આજે મારી મા મરી ગઈ છે." શ્રીદેવીએ ગદ્ગદ સ્વરે કહ્યું.

"શું આ દુ:ખથી તું મારી પાસે આવી છે?"

"ના, મારી માતાનું કામ તો હું સંભાળી લઈશ. પરંતુ મારા ઉપર એક બીજી આફત પણ આવી પડી છે."

"કઈ?"

"મારો ભાઈ મરી રહ્યો છે. કાજીસાહેબે એને જમીનમાં જીવતો દાટી દેવાનો હુકમ કર્યો છે. હમણાં તે કેદખાનામાં છે."

"તેણે શું કર્યું છે?"

શ્રીદેવીએ જે કંઈ સાંભળ્યું હતું તેમજ જે કંઇ જોયું હતું તે તેણે રડતાં રડતાં આદિથી તે અંતસુધી કહી સંભળાવ્યું.

લાંબો શ્વાસ નાખી સીતારામે પૂછ્યું: "એનો કંઈ ઉપાય છે?"

"ઉપાયમાં તો તમે છો. એ માટે તો આટલા વર્ષે ફરી પાછી તમારી પાસે આવી છું."

"હું શું કરું?"

"તમે શું કરો? ત્યારે કરશે કોણ? હું જાણું છું કે તમે બધું કરી શકવા સમર્થ છો."

"આ કાજી દિલ્હીના બાદશાહનો નોકર છે. કોની હિંમત છે કે દિલ્હીના બાદશાહની સામે હામ ભીડે?"

"તો શું હવે કોઈ ઉપાય નથી?"

લાંબો વિચાર કરી સીતારામે કહ્યું: "ઉપાય છે, હું તારા ભાઈનો જાન બચાવી શકું છું, પરંતુ મારે મરવું પડશે."

"જુઓ, દેવતા સત્ય છે, ધર્મ સાચો છે, ભગવાન સાચા છે, કંઈ જ મિથ્યા નથી. દીન દુઃખીને તમે બચાવશો, તેમનું રક્ષણ કરશો તો તમારું કશુંય અહિત થવાનું નથી. હિંદુને હિંદુ નહિ બચાવે તો કોણ બચાવશે?"

સીતારામ લાંબા સમય સુધી વિચારમગ્ન રહ્યો. તે બાદ બોલ્યો: "તેં સાચું જ કહ્યું છે કે હિંદુને હિંદુ નહિ બચાવે તો કોણ બચાવશે?" હું તને ખાત્રી આપું છું કે ગંગારામને બચાવવા માટે હું મારાથી બનતું બધું કરીશ."

શ્રીદેવી રાજી થઈ ગઈ. ઘૂમટો તાણી તે ત્યાંથી ચાલી ગઈ.

સીતારામે બારણું બંધ કરી નોકરને કહ્યું: "હું જ્યાંસુધી દરવાજો ઉઘાડું નહિ ત્યાંસુધી મને કોઈએ બોલાવવો નહિ." તેણે મનમાં ને મનમાં એકવાર ફરી વિચાર કર્યો:

'શ્રીદેવી! આવી શ્રીદેવી! આટલું રૂપ! અને મને કંઈ ખબર નહિ! પહેલાં શ્રીદેવીનું કામ કરીશ, પછી બીજી બધી વાત.' તે બબડ્યો:

"હિંદુને હિંદુ નહિ બચાવે તો કોણ બચાવશે?"

## ૩

સીતારામને એક ગુરુદેવ હતો. તે શિક્ષકોની જેમ ટસરની રામનામી પહેરતો. માથું મુંડાવેલું રાખતો હતો. એ મુંડાવેલા માથામાં એક બારીક રેફ રાખતો. લલાટ પર ચંદનનું લાંબુ ટીલું તાણતો. એ સિવાય પંડિતોનાં જેવાં બીજાં બધાં ચિન્હો એ કરતો. એનું નામ હતું ચન્દ્રચૂડ તર્કાલંકાર. તે સીતારામનો અત્યંત શુભેચ્છક હતો. જ્યાં સીતારામનો મુકામ હોય ત્યાં ચન્દ્રચૂડનો પણ મુકામ હોય. હાલ તેનો મુકામ ભૂષણ ખાતે હતો. આ જમાનામાં પણ મેં એવા બે ચાર શિક્ષકો જોયા છે કે જેઓ વ્યાકરણસાહિત્યમાં જેટલા હોંશિયાર હોય છે તેટલાજ તેઓ લડાઈ, તકરાર કે ઉશ્કેરણી કરાવવામાં પણ કુશળ હોય છે. ચન્દ્રચૂડ આ વર્ગનો માણુસ હતો.

થોડીવાર પછી ઘરમાંથી બહાર નીકળીને સીતારામ ગુરુદેવને ત્યાં ગયો. તેણે ચન્દ્રચૂડની સાથે લાંબા સમય સુધી ખૂબ ગુફતેગો કરી. આ બન્ને વચ્ચે શું વાતચીત થઈ તે અહીં વિસ્તારપૂર્વક જણાવવાની કંઈ જરુર નથી. એટલું જ કહેવું બસ થશે કે વાતચીતને પરિણામે બેઉ જણા બહાર ગયા અને રાત્રિના ને રાત્રિના જ તેઓ શહેરના અનેક માણુસોને મળ્યા. મોડી રાત્રે ઘેર આવ્યા પછી સીતારામે એક વિશ્વાસુ માણસની સાથે પોતાના પરિવારને મધુમતીની પેલે પાર મોકલી દીધો.

# ૪

શહેરની બહાર એક મોટા વિશાળ મેદાનમાં ગંગારામને જીવતો દાટવા માટે એક કબર તૈયાર કરવામાં આવી હતી. કેદીના આવતાં પહેલાં જ લોકો ત્યાં જમા થઈ ગયા હતા. મળસ્કે વહેલાં ઝાડો ઉપરથી અંધકાર હજી દૂર થયો નહોતો, આકાશમાં તારાઓ પણ છૂપાઈ ગયા નહોતા તે સમયથી લોકોનાં ટોળેટોળાં એક જીવતા માણસની કબર જોવા નીકળી પડ્યાં. એક માણસનું મોત થતું હતું ત્યારે બીજાઓને મન તે એક મોટો ઉત્સવ ગણાતો હતો. સૂરજના ઉગતાં સુધીમાં તો સારુંય મેદાન લોકોથી ખીચોખીચ ભરાઈ ગયું. શહેરની ગલીકૂંચીઓમાંથી અને રસ્તાઓ પરથી લોકો કીડીઓની હારની જેમ મેદાન તરફ જવા લાગ્યા. અંતમાં મેદાનમાં

એક તલ માય એટલી પણ જગ્યા રહેવા પામી નહિ. કેટલાક તો ઝાડ પર ચડીને હનુમાનજીની જેમ બેઠાં હતાં, પરંતુ પૂંછડા વગર તેઓ ઉદાસ જણાતાં હતાં. ત્યારે કેટલાંક ચામાચિડિયાની જેમ ઝાડની ડાળો પર લટકેલાં હતાં, પણ સૂરજનાં ઉગવાથી તેઓ પણ પ્રસન્ન ન હતાં. મેદાનની પાછળ જે મોટાં અને અગાસીવાળાં મકાનો હતાં તેના પર પણ માણસો ચડી ગયાં હતાં. ક્યાંય પણ જરી જગ્યા બાકી રહેવા પામી નહોતી. કાચાં મકાનોની સંખ્યા વધુ હતી. તેમની ભીંતે નિસરણી મૂકી લોકો છાપરે ચડીને પણ જોવા બેઠા હતા. મેદાનમાં માત્ર કાળાં માથાં ને માથાં જ જણાવા લાગ્યાં. માણસો આવતાં હતાં, એક જગ્યાએ ભેગાં થતાં, પાછાં ચાલતાં, ફરતાં અને પાછાં ભેગાં થતાં. આમ લોકોનાં ટોળેટોળાં ઘૂમતાં અને ફરતાં હતાં. હજુ-સુધી પણ કેદીને લાવવામાં આવ્યો નહોતો એટલે લોકો અધીરા બની ગયા હતા. બોલાબોલ, ગડબડ, કોલાહલ તેમજ ધક્કામુક્કી અને મારામારી પણ થવા લાગી. હિંદુઓ મુસલમાનોને ગાળ દેવા લાગ્યા ને મુસલમાનો હિંદુઓને. કોઈ કહે: "અલ્લાહ" તો કોઈ કહે: "હરિબોલ." કોઈ બોલ્યું: "આજે નથી, પાછા ચાલો." તો કોઈએ જવાબ આપ્યો: "જુઓ, આ આવ્યા." જેઓ ઝાડ ઉપર ચડી બેઠા હતા તેઓને બીજું કંઈ કામ સૂઝ્યું નહિ, એટલે તેઓ ઝાડનાં ડાળ ને પાંદડાં તોડી નીચે ઊભેલાઓનાં માથા પર મારવા લાગ્યા. એનાથી પણ કેટલાક સંતોષ ન માનતાં ઉપરથી સૂકી ડાળો તોડી તોડીને ફેંકવા લાગ્યા.

પરિણામે જ્યાં જ્યાં ઝાડ હતાં ત્યાં ત્યાં નીચેનાઓ અને ઝાડ ઉપર બેઠેલાઓ વચ્ચે ભયંકર મારામારી થવા લાગી. માત્ર એક ઝાડ નીચેજ કંઇ મારામારી થવા પામી નહોતી, એની નીચે થોડાંક જ માણસો હતાં. એ જગ્યા સમુદ્રમાં આવેલા નાના બેટ જેવી ઉજ્જડ હતી. માત્ર બેચાર માણસો ત્યાં ઊભાં હતાં પરંતુ તેઓ કંઇ ગડમડ કરતાં નહોતાં. ચૂપચાપ શાન્તિથી ઊભાં હતાં. પણ જે કોઈ એ ઝાડ નીચે ઊભા રહેવા માટે આવતાં તેમને તેઓ ગળચીમાંથી પકડી ખસેડી મૂકતાં. તેઓ યુવાન, લઠ્ઠપઠ્ઠ અને મલ્લ જેવાં લાગતાં હતાં, વળી તેમના હાથમાં ભારે ડાંગ પણ હતી એટલે લોકો વધુ રકઝક ન કરતાં ત્યાંથી પલાયન કરી જતા હતા. એક સ્ત્રી એ ઝાડના મૂળીઆ ઉપર ઊભી ઊભી થડ પકડી ઊંચે જોઈ ઝાડ ઉપર બેઠેલા કોઈ માણસ સાથે કંઇ વાતચીત કરી રહી હતી. એની આંખો સૂઝી આવી હતી, કપડાં ફાટી ગયાં હતાં, માથાના વાળ પણ વેરવિખેર થઈ ગયા હતા. માલુમ પડતું હતું કે સારીય રાત તેણે રડવામાં – શોકમાં કાઢી હશે. પરંતુ હમણાં તે રડતી નહોતી. તેણે ઝાડ ઉપર બેઠેલા માણસને પૂછ્યું: "ઠાકુર મહાશય ! કંઈ જણાય છે ખરું ?"

ઝાડ ઉપરના માણસે કહ્યું: "ના."

"ત્યારે તો ભગવાને રક્ષા કરી હોય એમ જણાય છે."

વાચકો સમજી ગયા હશે કે આ શ્રીદેવી હતી, અને ઝાડ ઉપર જે માણસ ચડયો હતો તે ચન્દ્રચૂડ તર્કાલંકાર પોતે

હતો. ઝાડની ડાળી તેને માટે યોગ્ય બેઠક નહોતી તોપણ એ સમજતો હતો કે હું ધર્મપથપર છું. ધર્મને માટે મારે બધું કરવું પડે.

શ્રીદેવીની વાત સાંભળી ચન્દ્રચૂડે કહ્યુ: "મને વિશ્વાસ છે કે ભગવાન જરુર તેનું રક્ષણ કરશે. તારે ઉતાવળા થવાની જરુર નથી. પણ માલમ પડે છે કે હજુ સુધી રક્ષાનો ઉપાય થયો હોય એમ જણાતું નથી. સામેથી કેટલાક લાલ પાઘડીવાળા આવતા જણાય છે."

"લાલ પાઘડીવાળા કોણ?"

"ફોજદારના સિપાઈ હોય એમ જણાય છે."

સાચેસાચ બસો હથિયારબંધ ફોજદારના સિપાઈઓ ગંગારામને ઘેરી લઈ હારબંધ આવી રહ્યા હતા. સિપાઈઓને જોઈને લોકો ચૂપ થઈ ગયા. જે કંઈ ચન્દ્રચૂડ જોઈ રહ્યો હતો તે બધું સ્ત્રીને સમજાવી રહ્યો હતો.

શ્રીદેવીએ પૂછ્યું: "કેટલા સિપાઈઓ છે?"

"બસોએક હશે."

"આપણે તો દીનદુ:ખી, અસહાય છીએ. આપણને મારવાને માટે આટલા સિપાઈઓ કેમ?"

"આટલા બધા માણસોની ભીડ જોઈને ફોજદારે અગમચેતી વાપરી આટલા સિપાઈઓ મોકલી આપ્યા હશે."

"હવે શું થઈ રહ્યું છે?"

"સિપાઈ: ઓ કબરની ફરતે હાથ બાંધી ઊભા રહી ગયા છે. એમની વચમાં ગંગારામ છે. એની પાછળ કાજી–સાહેબ પોતે અને પેલો ફકીર છે."

"ભાઈના શું હાલ છે?"

"પાપીઓએ એના હાથમાં હાથકડી અને પગમાં બેડી પહેરાવી છે."

"શું એ રડે છે?"

"ના, શાન્તિથી ઊભો રહ્યો છે. ખૂબ ગંભીર અને સુંદર જણાય છે."

"હું એને એકવાર નહિ જોઈ શકું? જાનને જોખમે પણ એને જોઈશ."

"જોવાની સગવડ છે. તું આ નીચેની ડાળ પર આવી શકશે?'

"હું સ્ત્રી છું, ઝાડ પર ચડતાં આવડતું નથી."

"આ કંઈ શરમાવાનો સમય છે?"

મૂળથી બે હાથ ઊંચે એક સીધી ડાળ હતી. તે ડાળ ઊંચી જવાને બદલે સીધી બહાર નીકળી ગઈ હતી. થડથી બે એક હાથ દૂર જઈ એ બે ભાગમાં વહેંચાઇ ગઈ હતી. આ બન્ને ડાળો પર પગ રાખીને પાસેની એક ડાળી પકડી ઊભા રહેવાની સગવડ હતી. ચન્દ્રચૂડે એ જગ્યા શ્રીદેવીને બતાવી. લજ્જા તજીને શ્રીદેવીએ ઉપર ચડવાની ચેષ્ટા કરી. સ્મશાનમાં શરમ હોય નહિ.

પહેલાં એકેક વાર તો તે નિષ્ફળ ગઈ. પાછી ચડી, પરંતુ તેમાંય સફળ થઈ શકી નહિ. હવે શ્રીદેવી રડવા લાગી. પછી કોણ જાણે કેવી ચાલાકીથી તે ઝાડ પર ચડી ગઈ તે તેને પોતાને પણ માલમ ન પડયું. ઝાડ પર ચડી, પેલી જ જોડ ડાળી ઉપર બે પગ મૂકી; ઉપરની એક ડાળ ધરી એ સહેલાઈથી ઊભી થઈ ગઈ. પણ તેથી તો ત્યાં ભારે ગડબડ મચી રહી. શ્રીદેવી જ્યાં ઊભી હતી ત્યાં કાંઈ આડ નહોતી. એટલે તે સારાય જનસમુદાય સમક્ષ છતી થઈ ગઈ, બધાંએ જોયું કે કોઈ એક અનુપમ સુંદરી ઝાડની ડાળ ધરી, લીલાં પાનોની વચમાં વિરાજમાન થઈ છે. જાણે મંડપમાં પધરાવેલી મૂર્તિ હોય તેમ ઝાડની ડાળીઓ અને પાંદડાં ચોતરફથી તેને ઘેરી રહ્યાં છે. વાળ ઉપર પાંદડાં પડયાં છે, ભરાવદાર ભુજાઓ ઉપર પાંદડાં પડયાં છે, છાતી ઉપર ઝૂલતાં ઝુલફાઓશાં પાંદડાં પડયાં છે. એક ડાળ આડી પડવાથી બેઉ પગ ઢંકાઈ ગયા છે. એ મૂર્તિમતી વનદેવી શાની ઉપર અને કેવી રીતે ઊભી છે તે કોઈ જોઈ શકયું નહિ. તેને જોતાં જ આસપાસ ઊભેલા લોકો તોફાની સમુદ્રની જેમ ઉછળી પડયા.

શ્રીદેવી એમાંનું કંઈપણ સમજી શકી નહિ. પોતાની હાલતનું તેને જરાય ભાન નહોતું. એ તો એકીટશે માત્ર ગંગારામ તરફ જ જોઈ રહી હતી. એની બન્ને આંખોમાંથી છલાછલ આંસુઓની જલધારા વહેતી હતી. એ વખતે બીજી ડાળ પરથી ચન્દ્રચૂડે બૂમ મારી: " આ તરફ જો, ઘોડા પર કોણ આવી રહ્યું છે ? "

કોણ આવે છે તે જોવા શ્રીદેવીએ આંખ ઉઠાવી. જોયું તો એક સૈનિક જેવો માણસ આવતો નજરે પડ્યો. એ સૈનિક લાગતો હતો પરંતુ તેના હાથમાં શસ્ત્રો નહોતાં. જે ઘોડા પર એ સવાર થએલો હતો તે ઘોડો બહુ તેજ હતો. પણ લોકોની ભીડને લઈને એ ઝડપથી આગળ વધી શકતો નહોતો. ઘોડો ઉછળતો હતો, ગરદન હલાવી ખુંખારી રહ્યો હતો, તોપણ તે આગળ ચાલી શકતો નહોતો. શ્રીદેવીએ એને ઓળખ્યો. એ સીતારામ હતો.

આ બાજુ સિપાઈઓ ગંગારામને કબરમાં ઉનારતા હતા. બરાબર તેજ વખતે સીતારામે પોતાના બે હાથ ઊંચા કરી તેમને મના ફરમાવી. સિપાઈઓ ઊભા રહી ગયા. આ જોઈ ફકીર બોલી ઉઠ્યોઃ "શું જુઓ છો? કાફરને દાટી તેના પર માટી ફેરવી દો."

પણ કાજીસાહેબ વિચારમાં પડી ગયા. તેને આ વખતે હાજર રહેવાનું કંઈ કારણ નહોતું. માત્ર લોકોને ભેગાં મળેલાં જોઈ તે તમાશો જોવા આવ્યો હતો. તે હાજર હતો એટલે જવાબદાર પણ ગણાય. તેણે કહ્યુંઃ "જ્યારે સીતારામ થોભવા કહે છે ત્યારે કંઈ કારણ હોવું જોઈએ. તે આવે ત્યાં સુધી થોભો."

ફકીર નારાજ થઈ ગયો, પરન્તુ સીતારામ આવી પહોંચે ત્યાંસુધી થોભ્યા વગર છૂટકો જ નહોતો. ગંગારામના મનમાં કંઈક આશાનો સંચાર થયો.

સીતારામ કાજીની પાસે આવ્યો. ઘોડા પરથી ઉત-રીને તેણે મોટા માનની સાથે શાહસાહેબને અને તે પછી કાજીસાહેબને સલામ કરી.

કાજીએ પૂછ્યું : કેમ છો રાયસાહેબ, કુશળ – આનંદમાં તો છો ને ?"

"અલહમ્ દલઈલ્લા ! આપ તરફના મુબારક અહેવાલ સંભળાવી આ નાચીજ સેવકને આભારી બનાવશો."

"ખુદાએ આ નફરને જેવો રાખ્યો છે તેવો છું. વાળ સફેદ થયા છે. અજલના ફિરસ્તાની રાહ જોઈ રહ્યો છું. દોલતખાનામાં સૌ ખેરઆફિયત છે ?"

"હજૂરની મહેરબાની છે સાહેબ."

"અત્યારે અહીં શામાટે આવવું થયું ?"

"આ ગંગારામ કમબખ્ત – બદતમીજ – જે કહો તે, મારો જાતિભાઈ છે. એને માટે હજુરની ખિદમતમાં હાજર થયો છું, જાન બક્ષિસ ફરમાવો."

"આ શું ? આમ કદી થઈ શકે ખરું ?"

"મહેરબાન ! કદરદાન ! આપ બધું કરી શકો એમ છો."

"ખુદા માલિક છે. આ વિષયમાં મારાથી કંઈ થઈ શકે એમ નથી."

"એક હજાર અશરફી દંડ આપીશ, એને માફી આપો."

કાજીએ ફકીરના મુખ તરફ જોયું. ફકીરે ડોકું હલાવ્યું.

કાજીએ કહ્યું: "એ કંઈ બની શકે એમ નથી. ફકીર, એને કબરમાં ઉતારો."

"બે હજાર અશરફી આપીશ. હું હાથ જોડું છું. એટલી રકમ લઈ લ્યો."

કાજીએ ફકીરના મુખ સામું જોયું. પણ ફકીરે પુનઃ નન્નો ભણ્યો. એ વાત પણ ઉડી ગઈ. અંતમાં સીતારામે ચાર હજાર અશરફીઓ આપવાની કબૂલાત આપી. પરંતુ તેનો પણ સ્વીકાર ન થયો. પાંચ હજાર, તો પણ નહિ. આઠ હજાર, દશ હજાર, તે પણ નહિ. હવે સીતારામથી આગળ વધી શકાય તેમ નહોતું. જ્યારે કંઈ જ ઇલાજ ન રહ્યો ત્યારે અંતમાં ઘૂંટણીએ પડી, હાથ જોડી દીનતાભર્યા શબ્દોમાં સીતારામે કહ્યું: "એનાથી આગળ વધી શકાય એમ નથી તોપણ જે કંઈ મારી પાસે છે તે બધું આપવાને તૈયાર છું. હું મારી જમીન, જાગીર, ઝવેરાત, માલમિલ્કત બધું જ તમને આપી રહ્યો છું. આપ એ બધું લઈ લ્યો, પરંતુ એને છોડી મૂકો."

કાજીએ પૂછ્યું: "એ તમારો એવો કોણ છે કે જેને માટે તમે તમારું સર્વસ્વ આપી રહ્યા છો?"

"એ મારો ગમે તે હોય, પરંતુ મેં એનો જીવ

બચાવવા માટેનો સ્વીકાર કર્યો છે. હું મારું સર્વસ્વ આપીને પણ તેનો જાન બચાવીશ. અમારો હિંદુધર્મ પણ તેમજ કહે છે."

"હિંદુધર્મ ગમે તે કહેતો હોય, મુસલમાનધર્મ એનાથી ચડિયાતો છે. આ માણસે મુસલમાન ફકીરનું અપમાન કર્યું છે. એટલે હું એનો પ્રાણ લઈશ એ ચોક્કસ જ છે. એને માટે કાફરના જાન સિવાય બીજું કંઈપણ થઈ શકે એમ નથી."

ત્યારે ઘૂંટણીએ પડીને સીતારામે ગદ્ગદ કંઠે કહ્યું: "કાફરનો જીવ લેવો છે? હું પણ કાફર છું, મારો જીવ લેવાથી એનું પ્રાયશ્ચિત નહિ થાય? હું આ કબરમાં જીવતો દટાઈ જવા તૈયાર છું. મારા શરીર પર માટી નાખી દો. હરિનામ લેતાં લેતાં હું સ્વર્ગમાં ચાલ્યો જઈશ. મારો જાન લઈને આ દુ:ખી માણસને મુક્ત કરી દો. કાજી–સાહેબની દુહાઈ હો! આપનો જે અલ્લાહ, તે જ અમારો વૈકુંઠેશ્વર છે! ધર્માચરણ કરો. હું મારો પ્રાણ આપી રહ્યો છું, એના બદલામાં આ ક્ષુદ્ર વ્યકિતને પ્રાણદાન આપો."

આ વાતચીત સાંભળી નજદીક ઊભા રહેલા હિંદુઓએ જયજયકાર કર્યો. તાળી પાડી તેઓ કહેવા લાગ્યા: "ધન્ય ધન્ય! રામજી મહાશય! ધન્ય છે! ધન્ય છે! કાજી સાહેબનો જય હો! ગરીબને છોડી દો."

જેઓ કંઈ સાંભળી શકતાં નહોતાં તેમણે પણ હરિનામનો જયધ્વનિ પોકાર્યો. હવે ભારે કોલાહલ મચી

રહ્યા. કાજીસાહેબે પણ વિસ્મય પામી સીતારામને પૂછ્યું: " રાય સાહેબ, આપ શું કરી રહ્યા છો ? આ આપનો એવો તે કોણ છે કે જેને માટે આપ આપનો જીવ આપવા માગો છો ?"

"એ મારે ભાઈ અને પુત્ર કરતાં પણ વધારે છે, કારણ એ મારો શરણાગત છે. હિંદુ ધર્મશાસ્ત્રની આજ્ઞા છે કે સર્વસ્વ આપીને પણ શરણાગતની રક્ષા કરવી. રાજા શિબિએ પોતાના શરીરનું બધું માંસ આપીને પણ કબૂતરના પ્રાણની રક્ષા કરી હતી. માટે આપ મને ગમે તે સજા કરો, પણ આ અભાગીને છોડી દો."

કાજીસાહેબ સીતારામ ઉપર કંઈક પ્રસન્ન થયા. શાહસાહેબને એકાન્તમાં લઈ જઈને એણે ચૂપચાપ કંઈક કહેવા માંડ્યું: "આ માણસ દશ હજાર અશરફીઓ આપવા ચહાય છે. એ લઈ લેવાથી સરકારની સંપત્તિ વધશે. શું દશ હજાર અશરફીઓ લઈને આ હતભાગીને ન છોડી મૂકીએ ?"

શાહસાહેબે જવાબ આપ્યો: "મારી તો ઇચ્છા છે કે આ બન્ને જણાને કબરમાં જીવતા દાટવામાં આવે, આપ એ માટે શું કહો છો ?"

"તોબા ! હું એમાં સંમતિ આપી શકું એમ નથી. સીતારામે એવો કંઈ અપરાધ કર્યો નથી કે જેથી તેને આવી સજા કરવામાં આવે, આ સિવાય એ સમ્માનિત

અને સચ્ચરિત્ર વ્યકિત છે. એવું કદી પણ થઈ શકે એમ નથી."

અત્યાર સુધી ગંગારામ એક શબ્દ પણ બોલ્યો નહોતો. એ સમજી ગયો હતો કે મારો છૂટકારો થઈ શકે એમ નથી. પણ જ્યારે કાજીસાહેબ અને શાહ એકાન્તમાં વાતચીત કરવા લાગ્યા ત્યારે તેણે હાથ જોડી કાજીસાહેબને કહ્યું: "હજૂરની મરજીમાં શું છે તે હું સમજી શકતો નથી. પરંતુ આ ગરીબની પ્રાણરક્ષાના સંબંધમાં ગરીબની પણ એક વાત સાંભળી લ્યો. એકને બદલે બીજાનો જાન એ ક્યાંનો ન્યાય? આપ સીતારામનો પ્રાણ લઈને મને જીવતદાન આપશો તો હું એવું જીવતદાન લેવા તૈયાર નથી. એમ કરશો તો હું હાથકડીથી મારું મસ્તક ફોડી નાખીશ."

ભીડમાંથી કોઈએ બૂમ પાડી કહ્યું: "હાથકડીથી મસ્તક ફોડી મરી જા, મુસલમાનના હાથથી ન મર."

આ શબ્દો બોલનારો ચન્દ્રચૂડ ઠાકૂર પોતે હતો. હવે એ ઝાડ પર નહોતો. એની વાત સાંભળી જમાદારે કહ્યું: "પકડો એને!" પણ ચન્દ્રચૂડ ઠાકૂરને પકડવો એ લોઢાના ચણા ચાવવા બરોબર હતું. કોઈથી એ કામ થઈ શક્યું નહિ.

આ બાજુ હાથકડીથી માથું ફોડી નાખવાની વાત સાંભળીને ફકીર સાહેબને કંઈક ભય ઉપજ્યો. જીવતાં માણસને દાટી દેવાના સુખથી કદાચ તે વંચિત રહી જશે

એથી એણે કહ્યું: "હવે એના હાથમાં હાથકડી રાખવાની શી જરૂર છે? હાથકડી કાઢી નાખવાનું કહો."

કાજી સાહેબે એવો હુકમ આપ્યો. લુહારે આવીને ગંગારામના હાથ છૂટા કરી નાખ્યા. લુહારે ત્યાં હાજર રહેવું જ જોઈએ એવો કોઈ નિયમ નહોતો, તોપણ સરકારી બેડી, હાથકડી, વગેરે માટે પોતે જવાબદાર હતો, એ બહાને તે ત્યાં આવ્યો હતો. અંદરખાને એમાં એક ખાનગી વાત પણ હતી. મળરકે લુહારમહાશયે ચન્દ્રચૂડ ઠાકૂરના કેટલાક રૂપિયા ખાધા હતા.

ફકીર બોલ્યો: "હવે શા માટે વાર કરો છો? એને દાટવા માટે હુકમ આપો."

આ સાંભળી લુહારે કહ્યું: "શું બેડીને પગમાં જ રાખવી છે? સરકારી બેડીને નકામી બરબાદ શામાટે બનાવવી? આજકાલ સારું લોઢું મળવું પણ મુશ્કેલ થઈ ગયું છે. વળી બદમાશો પણ એટલા વધી ગયા છે કે એ બધાને માટે હું બેડી પૂરી પાડી શકું એમ નથી."

આ સાંભળી કાજીસાહેબે પગની બેડી પણ કાઢી નાખવાનો હુકમ આપ્યો. બેડી કાઢી નાખવામાં આવી.

બેડીમાંથી મુક્ત બનીને ઊભા ઊભા જ ગંગારામે એકવાર આમતેમ જોયું. એ પછી તેણે એક અદ્ભુત કામ કર્યું. સીતારામ બાજુમાં જ હતો. ઘોડાની ચાબૂક તેના હાથમાં હતી. અજબ ઝડપથી ચાબૂક ઝૂંટવી લઈ છલંગ મારી ગંગારામે સીતારામના ખાલી ઘોડા પર સવાર થઈ તેને

ખૂબ જોરથી એડી મારી. ઘોડો પાણીદાર હતો એટલે એડીના મારથી ચમકીને કબર કૂદાવી સિપાઈઓની ઉપર થઈ એ આગળ નીકળી ગયો અને ભીડમાં ઘૂસી ગયો.

વીજળીનો એક ચમકારો થાય તેટલા વખતમાં આ બનાવ બની ગયો. આ જોઈને જનસમુહમાં ફરીથી જય-જયકારનો ધ્વનિ થયો. " પકડો ! પકડો ! " કહેતા પાછળ સિપાઈઓ છૂટયા. આથી ત્યાં આગળ ભારે ધાંધલ મચી ગઈ. વેગવાન ઘોડાની અડફટમાંથી બચવા લોકો ખસી ગયા એટલે ગંગારામને રસ્તો મળતો ગયો, પરંતુ સિપાઈઓને માર્ગ ન મળ્યો. એમની સામે લોકો ટોળાબંધ ઊભા રહેતા હતા. આથી તેઓ શસ્ત્રો ચલાવી રસ્તો કરવા લાગ્યા.

એકાએક તેમણે આશ્ચર્યની સાથે જોયું તો ભીડમાંથી જમ જેવા વિકાળ અને બલિષ્ઠ સશસ્ત્ર જુવાનો નીકળી આવી તેમના માર્ગની સામે આવી ઊભા રહ્યા. એ પછી બન્ને પક્ષો વચ્ચે મારામારી થવા લાગી.

આ જોઈ કાજીએ ગુસ્સે થઈ સીતારામને પૂછ્યું: " આ શું તરકટ છે ! "

" મને કંઇ સમજ પડતી નથી. "

" તમને સમજ પડતી નથી ? હું સમજું છું કે એ તમારું જ કારસ્તાન છે. "

" એવું જો હોય તો હથિયાર વગર મોત માગતો હું તમારી પાસે આવતે નહિ.

" હવે હું તમારી માગણી મંજુર કરું છું. કબરમાં તમને જ જીવતા દાટીશ. "

આમ કહી કાજીસાહેબે લુહારને હુકમ કર્યો: "એના હાથમાં એજ હાથકડી પહેરાવી દો." બીજા એક માણસને તેણે ફોજદાર પાસે મોકલ્યો અને કહેવડાવ્યું કે બીજા સિપાઈઓને લઈને જાતે આવો. લુહારે આવીને સીતારામને પકડી લીધો. ઝાડપર ચઢેલી વનદેવી શ્રીદેવીએ આ જોયું.

આ બાજુ ભીડમાંથી ગંગારામ જેમતેમ ઘોડો લઈ બહાર નીકળી ગયો. જતાં જતાં એણે જોયું તો લોકોની ભીડમાં ભયંકર ધમાલ મચેલી જણાઈ. લોકો ભારે શોર-બકોર કરતા હતા. કેટલાકો નાસભાગ કરી રહ્યા હતા. આ બધી ધમાલ જોઈ એનો ઘોડો ડરી ગયો. કાબૂમાં પણ રાખવો મુશ્કેલ બની ગયો. ગંગારામને ઘોડા પર બેસતાં આવડતું નહોતું. ઘોડાને સંભાળવામાં, તેને કાબૂમાં રાખવામાં એ એટલો તો હેરાન થઈ ગયો હતો કે આમતેમ આંખ ઉઠાવીને પણ તે જોઈ શકતો નહોતો કે મામલો શું છે. માત્ર એ "મારો! મારો!" ના અવાજો જ સાંભળી શકતો હતો.

ભીડમાંથી એ જેમતેમ બહાર નીકળી ગયો અને તેણે ઘોડાને છોડી મૂક્યો. ભીડમાં શું થતું હતું તે જોવાના ઈરાદાથી તે એક વડના ઝાડ પર ચડયો. જોયું તો ભારે ધાંધલ મચેલી જણાઈ. જનતાની ભીડ બે ભાગમાં વહેંચાઈ ગએલી નજરે પડી. એક બાજુ હિંદુઓ હતા અને બીજી બાજુ મુસલમાનો. મુસલમાનોની આગળ ઘણા સિપાઈઓ

જ્યારે હિંદુઓની આગળ ઢાલ–બરછીવાળાઓ હતા. હિંદુઓમાં વીણી વીણીને ચૂંટી કાઢેલા જુવાનો હતા અને વળી તેઓ સંખ્યામાં વધુ હતા એટલે મુસલમાનો તેમના પ્રચંડ ધસારા આગળ ટકી શક્યા નહિ.

"મારો! મારો!"ના અવાજથી આકાશ, મેદાન અને જંગલ ગાજી ઊઠયાં. જેઓ લડતા હતા તેઓ તો "મારો! મારો!" કહેતા હતા પરંતુ જેઓ લડતા નહોતા તેઓ પણ "મારો! મારો!" પોકારતા હતા. "મારો! મારો!" બોલતા હિંદુઓ ચારે દિશામાં ઘૂમતા હતા. વળી આશ્ચર્યથી ગંગારામે સાંભળ્યું તો જેઓ "મારો મારો" કહી બૂમો પાડી રહ્યા હતા તેઓ વચમાં વચમાં: 'જય ચંડિકે!' 'મા ચંડી પધાર્યાં છે!' 'ચંડીની આજ્ઞા' વિગેરે પોકારો પણ કરતા હતા.

ગંગારામે વિચાર્યું: "આ શું છે?" ચોતરફ નજર ફેરવતાં તેને માલૂમ પડ્યું કે એક મોટા ઝાડના લીલા પલ્લવોથી શણગારાયલી ચંડીની મૂર્તિ બે ડાળ ઉપર બંને પગ ટેકવી, ડાબે હાથે એક કોમળ ડાળ ધરી, જમણા હાથથી વસ્ત્રનો છેડો ધજાની જેમ હલાવી કહી રહી છે: "મારો! મારો! શત્રુઓને મારો!" વસ્ત્રો હવામાં ફરકી રહ્યાં છે, શિરના વાળ પવનથી ઉડી રહ્યા છે, તેના પગના ભારથી ડાળીઓ ક્યારેક ઊંચી તો ક્યારેક નીચે ઝૂલી રહી છે. સાથે સાથે તેની મધુર દેહલતા પણ ઊંચી જાય છે અને નીચે આવે છે. જાણે સિંહવાહિની સિંહની પીઠ પર ઊભી ઊભી રણક્ષેત્રમાં નાચે છે, જાણે ક્રોધિત થએલી દુર્ગા અસુરોનો વધ કરવા

પોકારી રહી હોય : "મારો ! મારો ! શત્રુને મારો !" શ્રીદેવીને હમણાં નથી લાજ, નથી ભાન, નથી ભય, નથી આરામ; માત્ર એ પોકારી રહી છે: "મારો ! શત્રુઓને મારો ! દેવતાઓના શત્રુઓને મારો ! મનુષ્યોના શત્રુઓને મારો ! શત્રુને મારો !" ઊંચી કરેલી ભુજાઓ કેટલી સુંદર દેખાય છે? ધ્રૂજતા હોઠ, ફુલેલું નાક, વીજળી જેવો તીક્ષ્ણ કટાક્ષ, પરસેવાભીનું કપાળ, પસીનાથી પલળી ભેગી થઈ ગએલી વાળોની લટ. અહા ! શું તેની શોભા ! તમામ હિંદુઓ તેની તરફ મીટ માંડી રહ્યા છે, અને "જય મા ચંડિકે" કહીને રણમાં ઘૂમે છે. ગંગારામ મનમાં વિચારી રહ્યો હતો, શું ખરેખર ચંડી ધરતી પર ઊતરી આવી છે? પણ પછી ભય અને આશ્રય સાથે તેણે તેને ઓળખી. એ તો શ્રીદેવી છે!

એ ચંડીના ઉત્સાહથી હિંદુઓનો વિજય થયો. ચંડીના બળથી બળવાન હિંદુઓનો વેગ મુસલમાનો સહી શક્યા નહિ. ચીસો પાડી પાડીને તેઓ નાસવા લાગ્યા. ટુંક સમયમાં તો રણક્ષેત્ર તેમનાથી ખાલી થઈ ગયું. પછી ગંગારામે જોયું તો એક લાંબો જુવાન સીતારામને ખાંધે બેસાડી પેલી ચંડીની તરફ લઈ જતો હતો અને તમામ લોક તેની આસપાસ ફરી વળી તેની સાથે ચાલી રહ્યા હતા. તેણે એ પણ જોયું કે એની પાછળ એક બરછીવાળો મનુષ્ય, બરછીમાં શાહસાહેબનું માથું ભેરવીને ઊંચું કરી સાથે સાથે જતો હતો. બરાબર આ વખતે શ્રીદેવી ઝાડ ઉપરથી સરી નીચે પડી અને મૂર્છિત થઈ ગઈ. ગંગારામ પણ હવે વૃક્ષ ઉપરથી નીચે ઊતર્યો.

# ૫

આ સમયે બૂમ આવી કે તોપ-બંદૂક, દારૂ-ગોળા આદિ શસ્ત્રસામગ્રી લઈને ફોજદારસાહેબ સેના સહિત વિદ્રોહિઓનું દમન કરવા આવે છે. તોપગોળાની સામે ભાલા-બરછી શું કરશે? કહેવાની આવશ્યકતા નથી કે એક ક્ષણમાં જ જુવાનોનું એ ટોળું અદૃશ્ય થઈ ગયું. જે લોકો આ જુવાનોની ઓથે રહીને "મારો! મારો!" કહેતાં હતાં તેઓ હવે: "અમે તો પ્રથમથી જ ના કહેતાં હતાં" એમ કહી પલાયન થઈ ગયા. જેમનો લડાઈ સાથે જરા પણ સંબંધ નહોતો તેઓ રખેને આપણે પણ ચોર ભેગા દંડાઈ જઈશું એમ કહીને સીતારામ-ગંગારામને ગાળો દેતા દેતા ચીસ પાડતા ત્યાંથી નાસવા લાગ્યા. આમ ટૂંક

સમયમાં જ લોકોની એ ભીડ એકદમ લોપ થઈ ગઈ. એ મેદાન પ્રથમ જેવું ઉજ્જડ હતું તેવું ઉજ્જડ અને વેરાન થઈ ગયું. માત્ર રહ્યાં પેલા ઝાડ તળે ચંદ્રચૂડ, સીતારામ, ગંગારામ અને બેભાન પડેલી શ્રીદેવી.

સીતારામે ગંગારામને પૂછ્યું: "મારો ઘોડો ચોરીને તું નાસી ગયો હતો તે ઘોડો ક્યાં છે? એને ક્યાંક વેચીને ખાઈ ગયો તો નથી ને?"

"જી નહિ," ગંગારામે હસીને જવાબ આપ્યો: "ઘોડાને મેં મેદાનમાં છોડી દીધો હતો. અત્યારે જ હું એને પકડીને લઈ આવું છું."

"એને પકડીને એના પર બેસી ફરી એકવાર નાસી જા."

"તમને બધાંને છોડીને?"

"તારી બહેનને માટે જરાપણ ચિંતા કરતો નહિ."

"હું તમને લોકોને છોડીને ક્યાંય પણ જવા માગતો નથી."

"તું મોટી નદીને પાર ચાલી જા. શ્યામપુર તો માલૂમ છે ને?"

"ના, ત્યાં જવાનો કોઈ પ્રસંગ આવ્યો નથી."

"ઠીક, હું તને સમજાવું છું તે રસ્તે ચાલ્યો જજે." એમ કહીને સીતારામે શ્યામપુરની દિશા બતાવી. તેનો માર્ગ

બતાવ્યો. એ બાદ કહ્યું: "જલદીથી ત્યાં ચાલી જા. હું તને ત્યાં જ મળીશ. એ સિવાય તારા બચાવનો કોઈ આરો નથી."

"હું તમને છોડીને જઈશ નહિ."

એના જવાબમાં સીતારામે ભવાં ચઢાવીને નેત્રો ફેરવ્યાં.

સીતારામનો ક્રોધ જોઈ ગંગારામ ચૂપ થઈ ગયો. રખેને એ પોતાને ધમકાવશે એમ જાણી એ ઘોડાની પાસે ગયો.

સંકેત મળતાં ચન્દ્રચૂડ ઠાકુર પણ એની પાછળ પાછળ ગયો. આ બાજુ શ્રીદેવી શુદ્ધિમાં આવી અને તેણે ધીરે ધીરે બેઠા થઈ ઘૂમટો તાણી લીધો. તે બાદ આમતેમ જોતી જોતી એ ઊઠી ઊભી થઈ ગઈ.

# ૬

સીતારામે કહ્યું: "શ્રીદેવી, હવે તું ક્યાં જશે?"

"મારે જવાને માટે સ્થળ જ ક્યાં છે?"

"કેમ, તારી માને ત્યાં જા."

"ત્યાં કોણ છે? હવે ત્યાં મારી રક્ષા કોણ કરશે?"

"તો તું ક્યાં જવા ઇચ્છે છે?"

"ક્યાંય નહિ."

"તો શું અહીં જ રહીશ? આ તો ઉજ્જડ મેદાન છે. અહીં રહેવું એ સો ટકાનું જોખમ છે."

"કેમ, અહીં મને કોણ હેરાન કરશે?"

"તું હુલ્લડમાં સામેલ હતી. ફોજદાર તને પકડી ફાંસીએ પણ ચઢાવી શકે, માર મારી અધમૂઈ પણ કરી શકે કે પછી કોઈ બીજી સખ્ત સજા પણ તને એ કરી શકે એમ છે."

"ઠીક."

"હું શ્યામપુર જાઉં છું. તારો ભાઈ પણ ત્યાં ગયો છે. સંભવ છે કે ત્યાં એ પોતાનાં ઘરબાર વસાવશે, તું પણ ત્યાં જા. ત્યાં તેની સાથે અથવા તને ગમે તેની સાથે ત્યાં રહેજે."

"ત્યાં હું કોની સાથે જાઉં?"

"તારી સાથે એક માણસ મોકલું છું."

"એવા કયા માણસને મારી સાથે મોકલશો કે જે દુષ્ટ સિપાઈઓના પંજામાંથી મારું રક્ષણ કરશે?"

થોડોક વિચાર કરી સીતારામે કહ્યું: "તો ચાલ હું જ તારી સાથે આવું છું."

શ્રીદેવી સહસા બેસી ગઈ અને સીતારામના મુખપ્રતિ સ્થિર આંખથી જોવા લાગી. અંતમાં તેણે કહ્યું: "આટલા દિવસો પછી આ વાત કેમ?"

"એનો ખુલાસો કરવો બહુ મુશ્કેલ છે. અને હું તને એ ન કહું તો?"

"તો હું તમારી સાથે આવવા માગતી નથી, જ્યારે તમે મારો ત્યાગ કર્યો છે ત્યારે મારે તમારી સાથે આવવાની

શી જરૂર? કદાચ આવું તોપણ મારો જીવ બચાવવાને માટે દયા કરી માત્ર આજનો દહાડો તમે મને તમારી સાથે લઇ જતા હો તો એવી દયાની મને જરૂર નથી. હું તમારી પરણેલી સ્ત્રી છું. તમારા સર્વસ્વની અધિકારિણી છું. હું માત્ર તમારી દયા શા માટે લઉં? જેનો તમારી ઉપર કોઇ જાતનો હક્ક ન હોય તે ભલે તમારી દયા માગે. નહિ સ્વામી, તમે જાઓ! હું તમારી સાથે આવીશ નહિ. તમારા વગર આટલા દિવસ મેં પસાર કર્યા તો આજનો દિવસ પણ મારે ચાલશે."

"ચાલ, હું તને બધી વાત સમજાવું."

"શું સમજાવશો? હું સૌથી પહેલી તમારી સહધર્મિણી છું. તમને બીજી પણ બે સ્ત્રીઓ છે, પણ હું જ તમારી સહધર્મિણી છું. હું નથી કુલટા કે નથી જાતિભ્રષ્ટા, છતાં કોઇ પણ વાંક વગર લગ્ન પછી થોડાક જ દિવસમાં તમે મારો ત્યાગ કરી દીધો. તમે કોઇ દિવસ મને કહ્યું પણ નથી કે કયા પાપે તમે મારો ત્યાગ કર્યો? ઘણી વાર મનમાં વિચાર આવે છે કે તમારા આ અપરાધે હું મારો જીવ આપી દઉં. તમારા પાપનું પ્રાયશ્ચિત કરી તમને પાપમાંથી મુક્ત કરું, એટલે એનો ખુલાસો જ્યાંસુધી તમે મને કહો નહિ ત્યાંસુધી હું અહીંથી ખસવાની નથી."

"હું તને એ બધીય વાત કહીશ. પરંતુ તે પહેલાં તું મને વચન આપ કે એ સાંભળીને તારે મારો ત્યાગ કરવો નહિ."

"હું તમારો ત્યાગ કેવી રીતે કરી શકું ?"

"વચન આપ કે નહિ જાઉં."

"એવી વાત છે ? તો તો સાંભળ્યા વગર હું તમને કેવીરીતે વચન આપું ?"

"પાંચ સિપાઇઓની બંદૂકોના અવાજ સંભળાય છે. સિપાઈઓ નાસી જનારા લોકોની પાછળ દોડ્યા છે. આ સમયે જ તું મારી સાથે ચાલે તો હું તને શહેરની બહાર લઈ જાઉં. એક ક્ષણની પણ ઢીલ થશે તો આપણે બન્ને માર્યાં જઈશું.

શ્રીદેવી ઊઠી અને સીતારામની સાથે ચાલવા લાગી.

# ૭

સીતારામ નિર્વિઘ્ને નગર છોડી નદી કિનારે પહોંચ્યો. માર્ગમાં અનેક મુશ્કેલીઓ પડવાથી તેને મોડું થઈ ગયું હતું. હવે રાત પડી ગઈ હતી. તારાઓના તેજમાં નદીના કિનારા પર બેસીને સીતારામે શ્રીદેવીને પોતાની સમીપ બેસવા માટે કહ્યું. શ્રીદેવી આવીને બેસી ગઈ. સીતારામ કહેવા લાગ્યો : "તું જે વાત સાંભળવાની જિદ્દ લઈ બેઠી છે એ વાત સાંભળ. પણ હજુય કહું છું કે તું એ વાત ન સાંભળે તો સારું."

"જ્યારે તારી સાથે મારા લગ્નની વાતચીત નક્કી થઈ ત્યારે મારા પિતાએ તારી જન્મપત્રિકા જોવાની ઇચ્છા પ્રકટ

કરી હતી. આ તને યાદ છે ને? તારી જન્મપત્રિકા નહોતી એટલે મારા પિતાએ તારી સાથે મારાં લગ્ન કરવાનો અસ્વીકાર કર્યો. પરંતુ તને અતિરૂપવાન જોઈને મારી માએ તારી સાથે વિવાહ કરી દીધો. વિવાહ થયાને આશરે એક મહિનો થયો હશે તે અરસામાં એક પ્રસિદ્ધ જ્યોતિષી મારે ઘેર પધાર્યા. એમણે અમારા બધાંઓની કુંડળી કાઢી ભવિષ્ય જોયું. એમના સચોટ ભવિષ્યદર્શનથી તેમજ તેમના અદ્દભુત જ્યોતિષી જ્ઞાનથી મારા પિતા અતિ પ્રસન્ન થયા. એ પંડિતને નષ્ટ કુંડળીનો ઉદ્ધાર કરતાં પણ આવડતું હતું. પિતાએ એને તારી જન્મપત્રિકા તૈયાર કરવા માટે કહ્યું.

અને જ્યારે એ તૈયાર થઈ ગઈ ત્યારે એ લઈ આવ્યો. એણે પિતાને એ વાંચી સંભળાવી તેનું ફળ કહ્યું. અને તે દિવસથી જ તને કાઢી મૂકવામાં આવી.

"કેમ?"

"કારણ તારી જન્મપત્રિકામાં બળવાન ચંદ્રમા પોતાના સ્થાનમાં એટલે કે કર્કરાશિમાં રહીને શનિના ત્રિશાંસમાં હતો."

"તેમ હોય તો શું ફળ મળે?"

"જો સ્ત્રીની કુંડળીમાં આવો યોગ હોય તે સ્ત્રી પ્રિય–પ્રાણહંત્રી અર્થાત્ પોતાના પ્રિયને મારનારી થાય છે.*

* चन्द्रागारे खाग्निभात्रे कूजस्य स्वेच्छावृत्तिर्ज्ञस्य शिल्पे प्रवीणा।
वाचां पत्युः सद्गुणा भार्गवस्य साध्वी मन्दस्य प्रिय–प्राणहंत्री॥
—इति जातकाभरणे.

કારણ સ્ત્રીનો પ્રિયજન તે તેનો પતિ જ ગણાય છે. તારી જન્મપત્રિકામાં પતિવધનું ફળ જોઈને તારો ત્યાગ કરવામાં આવ્યો છે."

આટલું કહીને સીતારામ થોડોક વખત ચૂપ રહ્યો. પછી તે પુનઃ બોલ્યો : "જ્યોતિષીએ મારા પિતાને સલાહ આપી કે આ વહુનો ત્યાગ કરો અને પુત્રને બીજી કન્યા સાથે પરણાવવાની ગોઠવણ કરો. કારણ સાધારણ સ્ત્રીનો પ્રિયજન તેનો પતિ જ ગણાય, તોપણ જ્યાં પતિ સ્ત્રીને પ્રિય નહિ હોય ત્યાં પતિને બદલે બીજો પ્રિયજન આ અનિષ્ટ ફળનો ભોગ બને છે. પતિપત્નીનો પરસ્પર મેળાપ ન થાય તો પતિ સ્ત્રીને પ્રિય થશે નહિ અને પતિ પ્રિય નહિ હોય તો સ્ત્રી તરફથી તેનો ઘાત થવાનો સંભવ નથી માટે આપ એવી વ્યવસ્થા કરો કે જેથી પુત્ર અને પુત્રવધુનો કદી સહવાસ થાય નહિ અને પ્રેમ જન્મે નહિ.

આ સલાહને યોગ્ય જાણી પિતાજીએ તને તારા પિતાને ત્યાં મોકલી આપી અને મને તારી સાથે મળવાની કે સહવાસ ન કરવાની સખ્ત તાકીદ ફરમાવી. આ કારણથી તે દિવસથી મેં તારો ત્યાગ કરી દીધો છે."

શ્રીદેવી ઊઠી અને ઊભી થઈ ગઈ. એ કંઈક બોલવા જતી હતી ત્યાં સીતારામે એનો હાથ પકડીને એને બેસાડી દીધી. તે બોલ્યો : "હજુ મારી વાત બાકી છે. જ્યાં સુધી

પિતાજી જીવતા હતા ત્યાં સુધી હું તેમને આધીન હતો તેઓ જેમ કહેતા તેમ મારે કરવું પડતું હતું. ”

“ શું હવે તેઓ સ્વર્ગે ગયા છે એટલે તમે તેમન તાબેદાર નથી ? ”

“ પિતાજીની આજ્ઞાનું તો મારે સદાને માટે પાલન કર જોઈએ. જ્યારે જીવતા હોય ત્યારે પણ તેમની આજ્ઞા મા માનવી જોઈએ અને સ્વર્ગે ગયા હોય ત્યારે પણ માનવી જોઈએ પરંતુ પિતા જો અધર્મ કરવાનું કહે તો તે પણ કરવો પિતા, માતા કે ગુરુ આજ્ઞા કરે તો ય અધર્મ નહિ કરવે જોઈએ. કારણ કે તેમ કરવામાં તો પિતામાતાના પણ ન પિતામાતા છે, ગુરુના પણ ગુરુ છે, તેના નિયમનું ઉલ્લંઘ કરવું પડે છે. વિના અપરાધે સ્ત્રીને કાઢી મૂકવી એ ઘો પાપ છે. માટે જ પિતાની આજ્ઞા માનીને હું અધર્મ કર રહ્યો છું. આ વાત હું તને તેજ વખતે કહેતે. પરંતુ...

શ્રીદેવી ફરીથી ઊઠી અને ઊભી થઈ ગઈ બોલી “ મારો ત્યાગ કર્યો હતો છતાં પણ તમે મારા ઉપર આટલ દયા બતાવી મારા ભાઈને પ્રાણદાન આપ્યું એ તમારે મારા ઉપર મોટો ઉપકાર છે. હવે હું તમને કદી પણ મા મુખ બતાવીશ નહિ, તેમજ મારું નામ પણ તમે ફરીથ કદી સાંભળી શકશો નહિ. જ્યોતિષી મહાશય ગમે તે ક પરંતુ સ્વામી સિવાય સ્ત્રીજાતને બીજો કોઈ પ્રિય નથ સહવાસ હોય કે ન હોય સ્વામી જ સ્ત્રીને પ્રિય હોય છે

તમે જ મારા પરમ પ્રિય છો એ વાત છુપાવવી હવે યોગ્ય નથી. હું આજથી તમારાથી સો યોજન દૂર રહીશ."

આટલું બોલીને શ્રીદેવી સડસડાટ ચાલી ગઈ. તેણે પાછળ વળીને જોયું પણ નહિ. અંધકારમાં તે ક્યાં છુપાઈ ગઈ તે સીતારામ કળી શક્યો નહિ.

## ૮

સીતારામના મનમાં આ વિચાર પ્રથમ વાર જ આવ્યો હતો ? ના. ગઈ કાલે શ્રીદેવીને જોયા પછી આવ્યો હતો. ત્યારે ગઈ કાલે એ વિચાર શું પહેલ વહેલો જ આવ્યો હતો ? હા, નહિ તો બીજું શું ? સીતારામ ને શ્રીદેવીનો પરિચય પણ કેટલો ? લગ્ન પછી થોડા દિવસનો મેળાપ, જે મેળાપ ગણાય નહિ. શ્રીદેવી તે સમયે નાની બાલિકા હતી. ત્યાર પછી સીતારામ વારાફરતી બે વાર પરણ્યો. તપાવેલા સુવર્ણના જેવી સુંદર નંદાની સાથે લગ્ન કરવા છતાં પણ શ્રીદેવી પ્રત્યેનો તેનો ખેદ ન ગયો એટલે તેના પિતાએ તેને ચંદ્રવદની રમાની સાથે પરણાવ્યો. આજે તેની પાસે બે સ્ત્રીઓ હતી. એક વસંત ઋતુના ઉદ્યાનની

જેમ મનરંજન કરવાની સંપૂર્ણ કલ્લોલિની, અને બીજી વર્ષાના પાણીથી વેગવંત વહેતી સ્રોતસ્વિની. એ બંનેના પ્રવાહના વેગમાં શ્રીદેવી તણાઈ ગઈ. તે એટલે સુધી કે કોઈએ તેનું નામ પણ યાદ ન કર્યું.

એ તો સમજ્યા. પરંતુ શ્રીદેવીને યાદ કરવી એ સીતારામની ફરજ હતી. પરંતુ એવી તો કંઈ કેટલી ફરજો છે કે જે કોઇને યાદ પણ આવતી નથી. યાદ કરાવનાર કોઈ કારણ ન હોય, તો યાદ નય આવે. જેને ત્યાં રોજ હજારોલાખ્ખો રૂપિયાની ઉથલપાથલ થતી હોય તેના બેચાર આના ક્યાંક ગૂમ થઈ જાય તો તે તેને યાદ આવે નહિ. જેની એક બાજુ નંદા છે અને બીજી બાજુએ રમા છે તે શા માટે રખડતી – રઝળતી શ્રીદેવીને યાદ કરવા જાય? જેની એક બાજુ ગંગા અને બીજી બાજુએ યમુના છે તે શા માટે રેતીમાં ક્યાંક ભરાઈ બેઠેલી સૂકી સરસ્વતીને યાદ કરે? રમા સુખ છે, નંદા સંપત્તિ છે; જ્યારે શ્રીદેવી વિપત્તિ છે. જેની એક બાજુએ સુખ છે, બીજી બાજુએ સંપત્તિ છે; તે શામાટે વિપત્તિને યાદ કરે?

તો પણ શ્રીદેવીનું ચંદ્ર જેવું મુખ, તેની અશ્રુભીની અને ચંચળ બે આંખો જબરું તોફાન મચાવી ગઈ હતી. શું રૂપનો મોહ! છિઃ! છિઃ! તે પણ નહિ. તો શું તેનું રૂપ, તેનું દુઃખ અને સીતારામનો પોતાનો અપરાધ – એ ત્રણેએ મળી આ તોફાન ઊભું કર્યું છે? ગમે તે હોય તેનો નિર્ણય પણ થઈ રહેશે. શાંત ચિત્ત બની, યોગ્ય સમય

જોઈ, કર્તવ્યાકર્તવ્ય, ધર્માધર્મનો વિચાર કરીને, પુરોહિતજીને બોલાવી પિતાની આજ્ઞાનાં ઉલ્લંઘનના પ્રાયશ્ચિતની વ્યવસ્થા કરી જે કંઈ કરવા જેવું હશે તે થઈ રહેશે, કિંતુ પેલી સિંહવાહિની મૂર્તિ! હાય! હાય! તે શું પાછી જોવાની મળશે ખરી?

સીતારામને ન્યાય આપવા ખાતર કહેવું ઉચિત છે કે માત્ર સિંહવાહિની મૂર્તિના સ્મરણથી જ સ્ત્રીત્યાગની અધાર્મિકતાનું તેને ભાન થયું હતું એમ નહોતું. પ્રથમ રાત્રિએ જ્યારે તેણે શ્રીદેવીને જોઈ હતી ત્યારે જ તેના મનમાં થયું હતું કે તે પિતાની આજ્ઞાનું પાલન કરીને ભારે પાપ કરી રહ્યો છે. એણે મનમાં નક્કી કર્યું, પહેલાં શ્રીદેવીના ભાઈનો જીવ બચાવીશ, તે પછી નંદા–રમાને સમજાવીશ અને ચન્દ્રચૂડ મહારાજ સાથે મસલત કરી જે યોગ્ય લાગે તે કરીશ. પરંતુ બીજે દિવસે બનેલા બનાવથી તેના મનની વાત મનમાં રહી ગઈ. ઉછળતા પ્રેમના મોજામાં રેતીનો આખો બંધ તૂટી ગયો. નંદા, રમા, ચન્દ્રચૂડ બધા દૂર છે, અત્યારે તો શ્રીદેવી જ તેના મનમાં છે. રાત્રિના અંધકારમાં શ્રીદેવીના લોપ થઈ જવાથી સીતારામના શિરપર જાણે વજ્રપાત થયો.

ઊઠીને સીતારામ ઊભો થયો અને જે દિશામાં શ્રીદેવી અદૃશ્ય થઈ ગઈ હતી તે દિશામાં એ દોડ્યો. પરંતુ ત્યાં તેણે શ્રીદેવીને જોઈ નહિ. જંગલમાં ભયંકર અંધકાર છવાઈ ગયો હતો. કોઈ કોઈ સ્થળે ઝાડની ડાળો કાપેલી હતી અને

। ઉજળા રંગની હતી, તેથી ત્યાં અજવાળા જેવો આભાસ
તો હતો. સીતારામ તે તરફ દોડી જતો, પરંતુ શ્રીદેવીનો
ત્તો લાગ્યો નહોતો. આમ રખડતાં રખડતાં એ કંટાળી
યો અને હવે થાકીને શ્રીદેવીનું નામ લઇને બૂમો પાડવા
ાગ્યો. નદીને કિનારે આવેલા ઝાડોમાંથી તેનો પડઘો પડતો
મને સીતારામને લાગતું કે શ્રીદેવી મને ઉત્તર આપે છે. જે
રફથી પડઘો પડતો તે તરફ સીતારામ ગાંડાની જેમ દોડી
જતો, પણ નિષ્ફળ બની પાછો આવતો. ક્યાંય પણ તેને
ીદેવીનો પત્તો ન મળ્યો. 'હાય શ્રીદેવી! હાય શ્રીદેવી!'
રતાં કરતાં તેણે રાત પસાર કરી તોય શ્રીદેવી ન મળી.

આમ કેમ? જેને બોલાવું છું તે આવતી નથી! જેને
ોધું છું એ મળતી નથી! એક વાર જડી હતી તેને પાછો
ોઈ બેઠો. હવે તે મળતી નથી. રત્ન ખોવાય પણ તે
ોવાયા પછી શું પાછું નથી મળતું? સમયસર શોધ્યું હોત
ો જડતે, હવે શોધ્યું જડતું નથી. જણાય છે કે મારી આંખો
ટી ગઈ છે કે પૃથ્વી પર ઘોર અંધકાર છવાયો છે કે પછી
ને શોધતાં આવડતું નથી? હવે શું કરું? એને ક્યાં શોધું?
જગતમાં શોધવા છતાં જે વસ્તુ મળતી નથી તે જ વસ્તુ
્રિય લાગે છે. આમ અત્યારે સીતારામના હૃદયસાગરમાં
ેના હૃદયની અધિકારિણી શ્રીદેવીની રૂપમાધુરી હિલોળા
ારવા લાગી. શ્રીદેવીના ગુણ હવે તેના હૃદયમાં જાગવા
ાંડ્યા. વૃક્ષ પર ચઢીને જે મહિષાસુરમર્દિની જેવી શ્રીદે-
ીએ પોતાના વસ્ત્રનો છેડો ફરકાવી સૈન્યસંચાલન કરી

રણમાં વિજય મેળવ્યો હતો, તેજ શ્રીદેવી જો આજે પોતાને અનુકૂળ બની જાય તો સીતારામ શું ન કરી શકે !

અચાનક સીતારામના મનમાં એક વાત આવી. એણે શ્રીદેવીના ભાઇ ગંગારામને શ્યામપુર જવા માટે કહ્યું હતું. ગંગારામ ત્યાં જરૂર ગયો હશે. સીતારામે ઝડપથી શ્યામપુર તરફ પગલાં માંડ્યાં. શ્યામપુર પહોંચીને તેણે જોયું તો ગંગારામ એની રાહ જોઈ રહેલો જણાયો. પહેલો જ પ્રશ્ન સીતારામે એ પૂછ્યો : "ગંગારામ ! તારી બહેન ક્યાં છે ?"

આ પ્રશ્નથી ગંગારામ આશ્ચર્ય પામી ગયો તેણે જવાબ આપ્યો : "હું શું જાણું ?"

સીતારામ ઉદાસ બની ગયો. નિરાશ હૃદયે તેણે કહ્યું : "ભારે આફત થઈ છે ! શું એ અહીં આવી જ નથી ?"

"ના."

"તું અત્યારે જ તેની શોધમાં જા. એની શોધ મેળવ્યા વગર પાછો આવતો નહિ હું અહીં જ રહીશ. જો બધી જગ્યાએ તું પહોંચી ન વળે તો બીજે માણસો મોકલજે. એને માટે જે કંઈ પૈસાટકાની જરૂર પડશે તે મારી પાસેથી લેતો જજે."

ખર્ચ માટેની જરૂરી રકમ લઇને ગંગારામ બહેનની શોધ માટે ઊપડ્યો. એક અઠવાડિયા સુધી તેણે ભારે જહેમત ઉઠાવી એની તપાસ ચલાવી, પરંતુ તેનો કંઈ પણ પત્તો ન મળ્યો. આખરે કંટાળી – હેરાન થઈ તે પાછો આવ્યો અને બધા સમાચાર તેણે સીતારામને કહ્યા.

## ૯

મધુમતી નદીને કિનારે આવેલા શ્યામપુર નામના ગામમાં સીતારામની પૈતૃક સંપત્તિ હતી. અહીં આવીને સીતારામે આશ્રય લીધો. કહેવાની આવશ્યકતા નથી કે ભૂષણમાં જે હુલ્લડ મચ્યું હતું તે સીતારામની પ્રેરણાને જ આભારી હતું. ભૂષણ નગરમાં ઘણાં માણસો સીતારામનાં આશ્રિત હતાં. રાત્રે તે બધાંને મળીને સીતારામે હુલ્લડની તૈયારીઓ કરાવી હતી, તો પણ સીતારામની એવી ઇચ્છા હતી કે કોઇ પણ જાતના તોફાન કે ધાંધલ વગર જો ગંગારામ છૂટી જાય તો હુલ્લડ મચાવવું નહિ. છતાં તોફાન તો થયું જ. અને એ થયું તે પણ સારું જ થયું. તે વખતે મુસલમાનોનો દોર બહુ વધી ગયો હતો. થોડાઘણા દમનની જરૂર હતી. આ વિષયમાં ચન્દ્રચૂડ મહારાજનો મત સ્પષ્ટ

હતો. તેની માન્યતા હતી કે બેચાર માથાં ફોડયા વગર એ લોકો સીધા થાય એમ નથી. અને એટલે જ સીતારામને પૂછ્યા વગર, તેની સલાહ લીધા વગર તેણે હુલ્લડની શરૂઆત કરી દીધી હતી. પરંતુ પાછળથી વાત વધી જવા પામી હતી. ફકીરની હત્યા થઈ એ કંઈ નજીવી વાત નહોતી. એના ભયથી ડરીને સીતારામે તુરત જ ભૂષણમાંથી ચાલી જવાનું યોગ્ય ધાર્યું. જેઓ તોફાનમાં સામેલ હતા અને પોતે ગુનેગાર છે એમ જાણતા હતા, તેઓ પણ કોઇ ને કોઈ દિવસ ફોજદાર દંડશે એ બીકે ઘરબાર ત્યજી શ્યામપુર જઈ સીતારામના આશ્રય નીચે રહેવા લાગ્યા. સીતારામના જે નોકરો, માણસો, ખાતેદારો તેમજ તેની સાથે વ્યવહાર કરનારા લોકો ત્યાં હતા તેઓએ પણ સીતારામના બોલાવ્યાથી શ્યામપુરમાં આવી વસવાટ કર્યો. આ પ્રમાણે વસ્તીમાં એકાએક વધારો થવાથી નાનું સરખું શ્યામપુર ગામ એક મોટું નગર બની ગયું.

હવે સીતારામે નગરને ખિલવવા તરફ ધ્યાન લગાડયું. જ્યાં ઘણાં માણસો રહેતાં હોય ત્યાં આવીને વ્યાપારીઓ પણ વસવા માંડે છે, એટલે ભૂષણ તથા બીજાં શહેરોમાંથી દુકાનદારો, કારીગરો આડતિયાઓ વિગેરે આવીને શ્યામપુરમાં વસવા લાગ્યા. સીતારામ પણ તેમને જોઈતી બધી સગવડ આપવા લાગ્યો અને તેમના વસવાટને ઉત્તેજવા લાગ્યો. ટૂંક સમયમાં તો તે નવું શહેર વસતિ, લત્તા, ગલીઓ તેમજ ચૌટાંઓથી પરિપૂર્ણ થઇ ગયું. સીતારામ

પાસે તેના બાપદાદાઓનો સારો જેવો પૈસો હતો. ઉપ-રાંત હમણાં વસતિમાં વધારો થવાથી આવક પણ વધવા માંડી હતી. સીતારામે આ બધી આવક નગરની ખિલાવટ પાછળ તેમજ તેની રોનક વધારવા પાછળ ખર્ચવા માંડી. આ સમયે ચોમેર વાત પ્રસરી ગઈ કે સીતારામ હિંદુ રાજધાનીની સ્થાપના કરે છે. તે સાંભળી મુસલમાનના ત્રાસથી કે રાજ્યના જુલમથી કંટાળી ગએલા, અથવા હિંદુ-ધર્મના રક્ષણ માટે જેઓ હિંદુ રાજ્યમાં રહેવા ઇચ્છતા હતા તેવા તમામ લોકનાં ઝુંડેઝુંડ સીતારામના આશ્રયમાં આવીને વસવા લાગ્યાં. આ કારણથી સીતારામની આવક વધવા માંડી. તેણે પોતાને માટે સુંદર રાજમહેલ જેવા પ્રાસાદો, ભવ્ય દેવમંદિરો, સીડીઓવાળાં સરોવરો અને સડકો બંધાવી શહેરને સુશોભિત અને ઉન્નત બનાવ્યું. પ્રજાએ પણ હિંદુરાજ્યની સ્થાપના કરવાની હોંશમાં મનમાનતાં નાણાં આપવા માડયાં. જેમની પાસે ધન નહોતું તેઓ શારીરિક શ્રમ કરી શહેર સુધારાના અને રાજ્ય-રક્ષાના કાર્યમાં મદદ આપવા લાગ્યા.

સીતારામની કાર્યકુશળતાથી તેમજ હિંદુ રાજ્ય-સ્થાપન કરવાની પ્રજાની તમન્નાથી બહુ જ થોડા દિવસોમાં આ બધું કામ સંપૂર્ણ થઈ ગયું. પરંતુ સીતારામે રાજાની પદવી ધારણ કરી નહિ; કારણ તે જાણતો હતો કે દિલ્હીના બાદશાહ જ્યાં સુધી તેને રાજા તરીકે જાહેર ન કરે ત્યાં-સુધી તે રાજાની પદવી ધારણ કરી શકે નહિ અને જો

તેમ કરે તો મુસલમાનો તેને રાજ્યદ્રોહી તરીકે જાહેર કરી તેને ઉખેડી નાખવાની પેરવી કર્યા વગર રહે નહિ. અત્યાર સુધી તેણે રાજ્ય વિરુદ્ધનું એક પણ કામ કર્યું નહોતું. ગંગારામને છોડાવવા માટે જે ધાંધલ મચાવવામાં આવ્યું હતું તેમાં સીતારામનો હાથ કે તેની જ ઉશ્કેરણી હતી એવો એક પણ પુરાવો ફોજદારની પાસે હતો નહિ, એટલે તેને રાજ્યદ્રોહી ઠેરવી શકાય એમ પણ નહોતું. જ્યારે તેણે રાજાની પદવી ધારણ કરી નહિ અને પહેલાંની જેમ જ દિલ્હીશ્વરને જ સમ્રાટ માનીને જમીનદારીની ઉપજ મોકલવા માંડી, જ્યારે તેણે મુસલમાનોની સાથે સરખો વર્તાવ રાખવા માંડયો અને નવા શહેરનું નામ ‘મહમ્મદપુર’ રાખી હિંદુ અને મુસલમાન બંને કોમની સાથે સમાન વ્યવહાર કરવા માંડ્યો ત્યારે તેને રાજ્યદ્રોહી સમજીને તેના ઉપર કોપે ભરાવાનુ મુસલમાનોને કોઈ કારણ રહ્યું નહિ.

તો પણ તેની વસતિ અને સત્તામાં થયેલા આ વધારાથી, તેના પ્રતાપ અને તેના યશની ખ્યાતિ સાંભળીને ફોજદાર તુરાબખાંને શાંતિ ન વળી. એણે મનમાં ને મનમાં ગાંઠ વાળી કે કોઈ પણ બહાનું હાથમાં આવે કે તુરત જ મહમ્મદપુરને લૂંટી, તેને પાયમાલ બનાવી સીતારામની જડ ઉખેડી નાખીશ. એને માટે એવા બહાનાની ખોટ નહોતી. તેણે સીતારામ પર પત્ર પાઠવી કહેવડાવ્યું: “ઘણા રાજદ્રોહી તેમ જ લડાઈ ટંટો કરનાર માણસો અમારા

રાજ્યમાંથી નાસી તમારા રાજ્યમાં ભરાઇ બેઠા છે, તેમને પકડીને અમારે સ્વાધીન કરી દો." એના જવાબમાં સીતારામે કહેવડાવ્યું: "આપ નાસી આવેલા ગુનેગારોનાં નામ જણાવશો તો તેમને પકડીને મોકલી આપીશ." ફોજદારે નાસી ગયેલા માણસોનાં નામની ટીપ મોકલી આપી. આથી જે લોકો નાસીને અહીં ભરાઈ બેઠાં હતાં તેમણે પોતાનાં નામ બદલી કાઢયાં. સીતારામે જોયું કે ટીપ સાથે કોઈનાં પણ નામનો મેળ થતો નથી ત્યારે તેણે લખી મોકલ્યું: "ટીપમાં દર્શાવેલા નામવાળા માણસો અહીં આવ્યા નથી."

આ પ્રમાણે ધીરે ધીરે વાત વધવા લાગી. બંને એક બીજાના મનની વાત સમજવા લાગ્યા. સીતારામનો ધ્વંશ કરવા માટે તુરાબખાં લશ્કર ભેગું કરવા લાગ્યો. સીતારામ પણ પોતાના રક્ષણ માટે મહમ્મદપુરની ફરતે મજબૂત કોટ ચણાવવા લાગ્યો. પ્રજાને હથિયાર વાપરવાની તેમજ તેમને યુદ્ધની તાલીમ આપવા લાગ્યો, અને સુંદરવન માર્ગે ગુપ્ત રીતે હથિયારો ભેગાં કરવા મંડયો

આ બધા કામમાં સીતારામને ત્રણ માણસોની મુખ્ય મદદ હતી: આ ત્રણ માણસોની મદદને લીધે જ આ મુશ્કેલ અને મહાભારત કામ સરળ રીતે આગળ ધપ્યું જતું હતું. સીતારામનો પહેલો સહાયક ચન્દ્રચૂડ તર્કાલંકાર, બીજો મૃણમય, અને ત્રીજો ગંગારામ હતો. બુદ્ધિમાં ચન્દ્રચૂડ, શક્તિ અને સાહસમાં મૃણમય, અને ચાલાકીમાં ગંગારામ. ગંગા-

રામ સીતારામનો પરમ આજ્ઞાકારી સેવક બની તેની પાસે મહમ્મદપુરમાં જ રહેતો હતો. આ સમયે ચાંદશાહ નામનો એક મુસલમાન ફકીર પણ સીતારામના દરબારમાં આવજા કરતો હતો. એ ફકીર વિદ્વાન, બુદ્ધિમાન, ત્યાગી અને હિંદુ મુસલમાનને એકદષ્ટિથી જોનારો હતો. સીતારામની સાથે તેને ગાઢો સંબંધ બંધાયો હતો. તેની જ સલાહથી નવાબને પ્રસન્ન રાખવા ખાતર સીતારામે પોતાના શહેરનું નામ મહમ્મદપુર રાખ્યું હતું.

એ ફકીર સદા આવતો જતો હતો. પૂછવામાં આવે ત્યારે એ સારી સલાહ આપતો. કોઈ તકરારની વાત આવે ત્યારે તેને સિફતથી પતાવી નાખતો. લડાઈ થાય ત્યાં શાંતિ સ્થપાવતો. આમ મહમ્મદપુરનો કારભાર બહુ સરળ રીતે ચાલવા લાગ્યો.

## ૧૦

આ મહાન કાર્યમાં જેવી રીતે સીતારામને ત્રણ મોટા મદદગાર હતા તેમ તેને એક મોટો શત્રુ પણ હતો. એ હતી તેની નાની સ્ત્રી રમા.

રમા નાની વયની, પાણીથી ધોયેલા જુઈના ફૂલ જેવી નરમ પ્રકૃતિની હતી. તેને મન સંસારની બધી વાત અઘરી હતી અને બધામાં જ તેને ભય જણાતો હતો. લડાઈટંટાથી રમા બહુ ડરતી રહેતી. સીતારામના સાહસ અને બળથી પણ તે બહુ જ ભય પામતી હતી. ખાસ કરીને મુસલમાન રાજકર્તા સાથેના ઝઘડાની વાત રમાને ભારે ભય પમાડતી હતી. તેમાં વળી રમાએ એક ભયંકર સ્વપ્નું જોયું. તેમાં તેણે જોયું કે મુસલમાનોનો વિજય થયો છે અને તેઓ તેને તેમજ સીતારામને પકડી

મારતા મારતા લઈ જાય છે. તે દિવસથી રમાની સામે
મુસલમાનોની દાઢીવાળી અસંખ્ય આકૃતિઓ નાચવા લાગી.
તેમની ભયંકર ચીસ રાતદિવસ તેને કાને પડવા લાગી.
રમાએ વારંવાર હઠ કરીને સીતારામને કહ્યું : "ફોજદારને
પગે લાગી રડી પડો—મુસલમાન દયા કરી માફ કરશે."
પરંતુ સીતારામે તેના કહેવા તરફ જરા પણ ધ્યાન આપ્યું
નહિ. હવે રમાએ પણ ભારે કરી. તેણે ખાવા પીવાનું
છોડી દીધું. સીતારામે રમાને બહુ સમજાવી કે મેં મુસ-
લમાનોનું કંઈ બગાડ્યું નથી અને તું જે ભય રાખી રહી
છે તે તદ્દન ખોટો છે. પરંતુ રમા એ માની શકી નહિ
અને પોતાની હઠમાં જ મક્કમ રહી. દિવસરાત એની
આંખમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. હવે કંટાળીને
સીતારામે રમા પાસે જવાઆવવાનું ઓછું કરી દીધું,
એટલે મોટી [શ્રીદેવીને ગણીએ તો વચલી] બી નંદાનો
સિતારો ચમકી ઊઠ્યો.

તે જોઈ બાળકબુદ્ધિ રમાની પાકી ખાત્રી થઈ ગઈ
કે મુસલમાનો સાથેના ઝઘડાથી અમારો સર્વનાશ થઈ
જશે, એટલે તે ખાઈ પીને સીતારામની પાછળ પડી.
તે રોતી કકળતી, હાથ ધરતી, પગે પડતી, માથું કૂટતી,
એટલે સીતારામે તે જ્યાં હોય ત્યાં જવાનું જ માંડી વાળ્યું.
આથી રમા સીતારામ જે માર્ગે નંદાને ત્યાં જતો તે માર્ગમાં
સંતાઈ જતી અને તક મળતાં તેને પકડી લઈ તેના પગ

આગળ આળોટી પડતી, એ પગે પડતી, બાઝી પડતી, આંખમાંથી આંસુઓ વહાવતી અને ચીસો પાડતી પાડતી સીતારામને કાયર બનાવી દેતી હતી. એને એકજ વાત કહેવાની હતી અને તે એ કે મુસલમાનોના પગમાં જઈ પડો નહિ તો આફતમાં આવી પડશો. સીતારામ આથી ત્રાસી ઊઠતો અને કેટલીક વાર તો તેનું સારુંય શરીર ક્રોધથી તપી લાલચોળ અગ્નિ જેવું બની જતું.

જ્યારે રમાએ જોયું કે મહમ્મદપુર ભૂષણથી પણુ ઉન્નત શહેર બની ગયું છે અને ત્યાં કિલ્લા, ગઢ, તોપ ગોળા, દારૂ અને લશ્કરી કવાયત કરતા સિપાઈઓને તેણે લડાઈ માટે પૂરેપૂરા તૈયાર બનેલા જોયા ત્યારે તે હતઃપ્રાય બની ગઈ. ચિંતા, ભયે એને એટલી તો કાયર બનાવી દીધી કે એ વારંવાર માંદી પડવા લાગી. માંદગીમાંથી જ્યારે એ સાજી થઈ ઊઠતી ત્યારે પૂજા કરતી વખતે પ્રભુને પ્રાર્થના કરી કહેતીઃ "હે પ્રભુ! મહમ્મદપુરને બાળીને ભસ્મ બનાવી દે જે, જેથી અમે મુસલમાનના રાજ્યમાં રહી સુખચેનથી જીવન ગુજારી શકીએ! આ મહા આફતમાંથી અમારો છૂટકારો કરો!" સીતારામ સાથે મુલાકાત થતી તો તેના દેખતાં પણ એ ઉપર મુજબની જ પ્રાર્થના દેવ પાસે કરતી.

કહેવાની જરૂર નથી કે રમા પોતાના આ આચરણથી સીતારામની આંખમાં કાંટા જેવી થઈ પડી. સીતારામ

મનમાં ને મનમાં વિચારતો : "હાય ! આ સમયે મારી પાસે શ્રીદેવી હોત તો ? દિન રાત શ્રીદેવીની સ્મૃતિ તેને સંતાપવા લાગી. શ્રીદેવી જ્યારે યાદ આવતી ત્યારે રમા કે નંદા ભૂલાઇ જતી, તોપણ સીતારામને દહેશત લાગતી કે રખેને પોતાના મનની વાત રમા કે નંદા જાણી જાય. આ બીકથી તે કદીપણ શ્રીદેવીનું નામ પોતાના મુખથી બહાર કાઢતો નહિ. પણ એક દિવસે જ્યારે તેનાથી રહેવાયું નહિ ત્યારે તે બોલ્યો: "હાય ! એવા મારા કયા ભોગ લાગ્યા કે શ્રીદેવીને કાઢીને હું રમાને લાવ્યો ?"

આ સાંભળી આંખ લૂછતાં લૂછતાં રમાએ કહ્યું: "તો શ્રીદેવીને બોલાવી લો ને ! કોણ તમને ના કહે છે ?"

લાંબો નિસાસો લઇ સીતારામે કહ્યું: "શ્રીદેવી અત્યારે ક્યાંથી મળે ? નહિ તો અત્યારે જ હું તેને બોલાવી મંગાવું."

સીતારામના આ શબ્દો રમાને હાડોહાડ લાગી ગયા. રમાનો જે કંઇ અપરાધ હોય તે માત્ર તેનો અતિશય પતિપ્રેમ જ હતો. પોતાનો પતિ કોઇ વિપદમાં સપડાઇ જશે એવી તેને દિનરાત દહેશત રહેતી અને એટલે જ તે ડગલે ને પગલે સીતારામની ફરતે છાયાની માફક તેનું રક્ષણ કરતી ફરતી. સીતારામ આ બધું સમજતો હતો તો પણ તેને રમા પ્રતિ અણગમો ઉપજ્યો. રમાના અતિ પ્રેમને લઇને સીતારામને કામકાજમાં, હરવા ફરવામાં ભારે નડતર

થતી હતી. સ્ત્રીપુરુષમાં પરસ્પર પ્રેમ હોવો એ જ દામ્પત્ય-સુખ ન કહેવાય, પણ એક વિચાર, એક હૃદય હોય, તેમાં જ ખરું દામ્પત્યસુખ સમાયું છે. રમાને લાગતું કે તે વિના-વાંકે જ સ્વામીનો સ્નેહ ખોઈ બેઠી હતી. સીતારામને વિચાર થતોઃ "હે પ્રભુ! રમાના પ્રેમમાંથી મને બચાવી લે!"

રમાના દોષથી સીતારામના હૃદયપટ પર અંકાયેલું પેલું ચિત્ર વધુને વધુ ચમકવા લાગ્યું. સીતારામે નિશ્ચય કર્યો હતો કે રાજ્યસ્થાપના સિવાય બીજી કોઈ પણ વાતને હું સ્થાન આપીશ નહિ. પરંતુ હવે શ્રીદેવીએ ધીમે ધીમે આવી એના હૃદયસિંહાસનનો કબજો લેવા માંડયો. સીતારામને મનમાં લાગ્યુ કે મેં શ્રીદેવી પ્રતિ જે પાપ કર્યું છે તેનો દંડ હું રમા મારફતે મેળવી રહ્યો છું. મારા પાપનું પ્રાયશ્ચિત થઈ રહ્યું છે.

પરંતુ સીતારામના હૃદયમંદિરમાં શ્રીદેવીની મૂર્તિ સ્થાપવામાં એકલી રમા જ કારણભૂત નહોતી, એમાં નંદાએ પણ કંઈક અંશે મદદ કરી હતી, પણ તે જુદા જ પ્રકારની હતી. નંદાને મુસલમાનોનો જરાપણ ભય નહોતો. જયાં સુધી સીતારામ છે ત્યાં સુધી નંદાને એ વાતની ચિંતામાં પડવાની કોઈ જરૂર નહોતી. નંદા સમજતી હતી કે એના સારાનરસાનો વિચાર કરનાર મારા પતિ છે. તેમને જે ઠીક લાગે છે તે કરે છે પછી મારે શા માટે ચિંતા કરવી? એટલે નંદા બધી વાતને મનમાં સ્થાન આપ્યા

વગર એકધ્યાનથી પતિસેવામાં લીન રહેતી. સીતારામને નંદા દ્વારા માતાનો સ્નેહ, કન્યાની ભક્તિ, દાસોની સેવા, એ બધું જ મળતું હતું. પરંતુ એ બધું મળવા છતાં પણ તેને સહધર્મિણીની ખોટ રહેવા પામી. જે એની આજ્ઞાએ આજ્ઞાવતી, તેના હૃદયની મહત્વાકાંક્ષાની ભાગીદાર, મુશ્કેલ કાર્યોમાં તેની સહાયિકા, સંકટમાં સલાહ આપનાર, વિજયમાં આનંદ પામનાર, એવી સહધર્મિણી ક્યાં હતી? વૈકુંઠમાં લક્ષ્મી જ શોભા આપે પણ રણભૂમિમાં તો સિંહવાહિની જ જોઈએ. આથી જ નંદાની અથાગ પતિસેવા હોવા છતાં પણ સીતારામને ક્ષણે ક્ષણે શ્રીદેવીની યાદ આવતી હતી. રણક્ષેત્રમાં ઘૂમતા સૈનિકોને વીરતાનો પાનો ચઢાવી તેમનામાં ઉત્સાહ પ્રેરનારી પેલી મૂર્તિ તેને પળે પળે યાદ આવતી હતી. "મારો! મારો! શત્રુઓને મારો! દેશના શત્રુઓને – હિંદુઓના શત્રુઓને, મારા શત્રુઓને મારો!" એ શબ્દો તેને વારંવાર સંભળાવા લાગ્યા. સીતારામ મનમાં ને મનમાં જ એ સિંહવાહિનીની ભવ્ય મૂર્તિની પૂજા કરવા લાગ્યો.

પ્રેમ શું વસ્તુ છે તે હું જાણતો નથી. પુસ્તકોમાં તો પ્રેમની અનેક વાતો મેં વાંચી છે, પરંતુ સંસારમાં પ્રીતિ યા મોહ સિવાય પ્રેમ જેવો કોઈ પદાર્થ મને જોવા મળ્યો નથી, એટલે પ્રેમનું વર્ણન મારાથી થઈ શકે એમ નથી. ગ્રન્થોમાં જે પ્રેમનું વર્ણન આવે છે તે આકાશ–કુસુમના જેવો કોઈ પદાર્થ જ હશે. યુવક – યુવતીઓના

મનોરંજનને માટે જ કવિઓએ તેની રચના કરી હશે, તો પણ એક વાત તો માનવી પડે એવી જ છે. જેને આપણે વહાલ કે હેત કહીએ છીએ તેનો લાભ તો પુરાતનને જ મળે છે, નવાને માટે એ જન્મતું નથી. જેની સંગાથે બહુ દિવસો ગાળ્યા હોય, સુખદુઃખમાં સાથે રહ્યા હોય, સારા–નબળા સમયમાં જેના ગુણ જાણવાનું મળ્યું હોય, જેની સાથે સુખદુઃખના બંધનમાં બંધાયા હોય, તેમની જ ઉપર પ્રેમ કે વહાલ જન્મે છે. અને નૂતન! એને તો એક નવી ચીજ સમજી તેનો આદર કરવામાં આવે છે. ઉપરાંત બીજું પણ કંઈક છે. નવાના ગુણ ન જાણવા છતાં પણ તમે તેનું અનુમાન કરી શકો છો. જેનો અનુભવ થયો હોય તેની વ્યાખ્યા કરી શકાય પણ જેનો અનુભવ જ થયો નથી, તેવી ચીજની વ્યાખ્યા કેવીરીતે કરી શકાય? જેનો અનુભવ થયો નથી તેવી ચીજની પરીક્ષા કરવી ન કરવી એ મગજની સ્થિતિ પર નિર્ભર રહે છે. એટલે જ નવાની વ્યાખ્યા કરવી એ મુશ્કેલ છે. તેથી જ નૂતન માટેની વાસના કાબૂમાં રહેતી નથી. એ વાસનાને જો પ્રેમ કહેવામાં આવે તો સંસારમાં પ્રેમ છે, પણ એ પ્રેમમાં માદકતા હોય છે અને તે માનવીને ગાંડો બનાવી મૂકે છે. નવાને માટે જ એનો જન્મ થાય છે. તેના પ્રવાહમાં ઘણીવાર પુરાતનો જ તણાઈ જાય છે. સીતારામને માટે શ્રીદેવી નવી હતી. શ્રીદેવીના માદક પ્રેમે સીતારામનું મન કબજે કર્યું. એ પ્રેમના પ્રવાહમાં રમા અને નંદા તણાઈ ગઈ.

હાય નૂતન! તું સુંદર છે યા પુરાતન? પણ તું નૂતન છે. તું અનંતનો અંશ છે. અનંતના વિષયમાં અમે એક અણુમાત્ર જાણીએ છીએ. તેટલું એક અણુ એ અમારે મન પુરાતન. બાકી આખું અનંત અમારે મન નૂતન. હે નૂતન! તું અનંતનો જ અંશ છે. માટે જ તમારામાં આટલી માદકતા ભરેલી છે. આજે સીતારામને માટે શ્રીદેવી આજ અનંતનો અંશ બની ગઈ છે.

હાય! શું તમને યા અમને નૂતન નહિ મળે? શું તમને કે અમને શ્રીદેવીની પ્રાપ્તિ નહિ થાય? જે દિને તમામ જૂની ચીજો ત્યજી ચાલ્યા જઈશું તે દિવસે તમામ ચીજો નવી મળશે. અનંત સન્મુખ ઊભા રહીશું, આંખ મીંચશું કે શ્રીદેવી મળશે! ત્યાં સુધી આવો, આપણે છાતીએ હાથ દઈ હરિનામનો જપ જપીએ. હરિનામના જપથી જ અનંતની પ્રાપ્તિ થશે.

## ૧૧

“ આ તો વૈતરણી છે. એને પાર કરીએ તો હ્રદયની જ્વાલા શાન્ત થાય છે. મારી જ્વાલા પણ શાન્ત થશે ખરી?”

ત્વરિત વેગથી વહેતી વૈતરણી નદીના કિનારા ઉપર ઊભા રહીને શ્રીદેવીએ ઉપર મુજબનો પ્રશ્ન પોતાની જાતને પૂછ્યો. પાછળ ઘણે દૂર આવેલા નીલગિરિનાં ભૂરાં જળથી ભરેલી વક્રગામિની નદી, રૂપાની રજકણો પાથરી હોય તેવી રેતીમાં થઈને વહી રહી હતી. કિનારા ઉપર કાળા પથ્થરના પગથિયાંવાળી સોડીની ઉપર સાત માતાઓનો મંડપ શોભી રહ્યો હતો. એમાં સ્થાપેલી સપ્તમાતાની મૂર્તિઓ પણ આછી આછી નજરે આવતી હતી. રાણીના

જેવો ઠાઠ અને શોભા આપતી ઇન્દ્રાણી, મધુર રૂપવાળી વૈષ્ણવી, કૌમારી, બ્રહ્માણી, સાક્ષાત્ બીભત્સ – રૂપ – ધારિણી, યમ – પ્રસૂતિ છાયા, નાનાલંકાર ભૂષિતા, કમ્બુ – કંઠાન્દોલિત રત્નહારા, લમ્બોદરા, ચીરામ્બરા, વિરાટ જેવા મુખવાળી વારાહી, અને જેના દેહમાં માત્ર હાડ અને ચામ રહ્યા છે એવી શુષ્ક, શ્વેતવાળવાળી, જેણે કપાયલાં શિર ધારણ કર્યા છે તે, નગ્ન વેશવાળી, ભયંકર ચામુંડા એ સાત મૂર્તિઓ ત્યાં વિરાજેલી હતી. એની પાછળ વિષ્ણુ-મંદિરનું ઊંચું શિખર ભૂરા આકાશમાં શોભી રહ્યું હતું. તેની બાજુમાં ભૂરા પથ્થરનાં સ્તમ્ભ પર પક્ષીરાજ ગરૂડ બેઠા હતા. ઘણે દૂર લલિતગિરિ અને ઉદયગિરિના ભૂરા વિશાળ ડુંગરો આકાશ સુધી વિસ્તરેલા હતા. આ બધું જોઈ શ્રીદેવી બોલીઃ “હાય! આ વૈતરણી છે? શું એને પાર કરવાથી મારી જ્વાલા શાન્ત થશે ખરી?”

“આ એ વૈતરણી નથી.” કોઈકે પાછળથી જવાબ આપ્યો. “યમ લોકમાં એક ભયંકર વૈતરણી નદી છે. પહેલાં યમલોકમાં જા, પછી ખરી વૈતરણીના તને દર્શન થશે.”

શ્રીદેવી આ ઉત્તરથી દિગ્મૂઢ બની ગઈ. તેણે પાછળ ફરીને જોયું તો એક સન્યાસિની ઊભી હતી.

શ્રીદેવીએ તેને પૂછ્યુંઃ “મા, સન્યાસિની! યમપુરી વૈતરણીને આ પાર કે પેલે પાર?”

સન્યાસિનીએ હસીને જવાબ આપ્યો: "યમપુરીમાં જવું હોય તો વૈતરણીને પાર કરવી પડે છે. પણ પુત્રી, તું આ પ્રશ્ન શા માટે પૂછી રહી છે? શું તું આ પારમાં જ યમ – યંત્રણા ભોગવી રહી છે?"

"દુ:ખ બેઉ પાર છે એમ માલૂમ પડે છે."

"નહિ પુત્રી, દુ:ખ બધું આ પાર જ છે. પેલે પારના જે દુ:ખની વાત આપણે સાંભળીએ છીએ, તે ખરેખર આપણે આ પારથી સાથે લેતાં જઈએ છીએ. આપણે વૈતરણીને પેલે પાર જતી વખતે જિંદગીભર કરેલાં પાપોની ગાંસડી બાંધી, વિના ખર્ચે સાથે લઈ જઈએ છીએ. યમને ઘેર પહોંચ્યા પછી ગાંસડી છોડી તે ઐશ્વર્યનો આપણે એકલાં જ આનંદપૂર્વક ઉપભોગ કરીએ છીએ."

"મા, એ ગાંસડીને આ પાર જ રાખી જવાય એવો કોઈ ઈલાજ છે ખરો? જો હોય તો મને બતાવો ને? હું જલદીથી એને અહીં ત્યજીને પેલે પાર ચાલી જાઉં? રાતની રાહ જોવાની પણ જરૂર નથી."

"બેટા, એટલી ઉતાવળ શા માટે? હજુ વાર છે."

"વાર કરીશ તો કદાચ આંધીમાં અટવાઈ જઈશ."

સન્યાસિનીએ હજુ સુધી તોફાન જોયું નહોતું. તેની વય તદ્દન નાદાન હતી. તેથી જ શ્રીદેવી તેની સાથે આવા

પ્રકારની વાત કરવાનું સાહસ કરી શકી હતી. સન્યાસિનીએ પણ એવો જ ઉત્તર આપતાં કહ્યું: "તને તોફાનનો ડર લાગે છે? શું તારે કોઈ એવો પાકો માછી નથી કે જે તને સામે પાર લઈ જાય?"

"પાકો માછી તો છે, પરંતુ એની નાવ પર હું ચઢી નથી. શા માટે હું એની નાવ પર ચઢી તેની નાવનો ભાર વધારું?"

"ત્યારે શું એની શોધ કરવાને માટે તું આ વૈતરણીના તીર પર આવીને બેઠી છે?"

"બીજા પાકા માછીની શોધમાં નીકળી છું. સાંભળ્યું છે કે શ્રીક્ષેત્રમાં જે બિરાજે છે તે જ સામે પાર લઈ જાય એવો પાકો માછી છે."

"હું પણ તે જ માછીની શોધમાં જઈ રહી છું. ચાલો બંને સાથે જ તેની શોધ કરીએ, પણ આજે તું એકલી કેમ છે? તે દિવસે સુવર્ણ-રેખાને તીરે આપણે મળ્યાં હતાં ત્યારે તો તારી સાથે ઘણાં માણસો હતા. આજે એકલી કેમ?"

"મારે કોઈ નથી. સાચું કહું તો ઘણાં જણ છે, પરંતુ મારી ઇચ્છાથી જ મેં એ બધાનો ત્યાગ કરી દીધો છે. હું યાત્રાળુઓનાં એક ટોળા સાથે શ્રીક્ષેત્ર જતી હતી, પણ એ ટોળામાં જે પંડયા મહારાજ હતા તેની મારા

ઉપર મીઠી દૃષ્ટિ થઈ છે એવું મને લાગ્યું અને તેથી કંઈ અનર્થ થઈ બેસશે એ બ્હીકે કાલે રાત્રિના જ હું સંઘમાંથી છાનીમાની નાસી આવી છું."

"હવે?"

"હવે વૈતરણીના તીર પર આવીને વિચારી રહી છું કે બે વાર પાર કરવાની જરૂર નથી, એક વાર જ ઠીક છે. પાણી પણ ખૂબ છે."

"એ વાત તો આપણે બે દિવસ વિચાર કરી પછી નક્કી કરીશું. તે બાદ જે નક્કી થાય તે તું કરજે. તારા ભયથી કંઈ વૈતરણી નાસી જવાની નથી. ચાલ મારી સાથે આવે છે?"

શ્રીદેવીનું મન પલળ્યું. પાસે એક પૈસાની પણ પૂંજી નહોતી. જ્યારથી સંઘને છોડી આવી હતી ત્યારથી અનાજનો એક દાણો પણ મોંમાં ગયો નહોતો. ભીખ અને મૃત્યુ એ બે સિવાય બીજો માર્ગ તેને સૂઝતો નહોતો. એને લાગ્યું કે સન્યાસિની સાથે એ જાય તો કંઈ રસ્તો સૂઝે પણ ખરો, પણ એમાંય સન્દેહ થયો. એણે સન્યાસિનીને પૂછ્યું: "મા, એક વાત તમને પૂછી શકું? તમે તમારું ગુજરાન કેવી રીતે કરો છો?"

"ભિક્ષાથી."

"મારાથી તો એ થશે નહિ. એનાં કરતાં તો વૈતરણી મને ઠીક જણાય છે."

"તું ભીખ માગવા ન જતી, હું તારે માટે ભીખ માગી લાવીશ."

"તમે પણ મારી જ વયના લાગો છો, મારાથી ન તો મોટાં કે ન તો નાનાં છો. શું સુંદર તમારું રૂપ છે!"

સન્યાસિની ખરેખર રૂપવાન હતી. એ શ્રીદેવીના કરતાં પણ અધિક સુંદરી હતી. પોતાનું સૌન્દર્ય ઢાંકવા માટે તેણે મુખ પર ભસ્મ લગાવી હતી, પણ તેનું પરિણામ ઉલટું આવ્યું હતું. ઘસેલા ફાનસમાંના દીવાની જેમ તેની રૂપની જ્યોત વધુ ઝળહળી ઊઠી હતી.

શ્રીદેવીની વાત સાંભળીને સન્યાસિનીએ કહ્યું: "અમે વૈરાગી, સંસારી ત્યાગી છીએ, અમને કોઈનો ડર નથી. ધર્મ અમારી રક્ષા કરશે."

"ઠીક, તમારું કહેવું કબૂલ્યું. તમે સન્યાસિની છો એટલે નિડર છો, પણ મારે તમારી સાથે કેવી રીતે ભમવું? બિલીપત્રના કીડાની જેમ? તમે લોકોને શું કહીને મારો પરિચય કરાવશો? એમ કહેશો કે એ ઉડીને મને વળગી પડી છે?"

સન્યાસિની હસી પડી. વાદળોથી ઘેરાયલું આકાશ જેવી રીતે વીજળીના પ્રકાશથી ચમકી ઊઠે તેવી રીતે તેના હોઠ પરના હાસ્યથી ભસ્માચ્છાદિત થયેલી તેની રૂપ – માધુરી પ્રકાશિત બની ઊઠી. સન્યાસિનીએ કહ્યું: "તું પણ શા માટે આ વેશ ધારણ કરતી નથી?"

શ્રીદેવી કંપી ઊઠી. તેણે જવાબ આપ્યો: "એ શું? હું સન્યાસિની શા માટે બનું?"

"હું તને સન્યાસિની થવા માટે કહેતી નથી. તું કહે છે કે મેં બધાનો ત્યાગ કરી દીધો છે. તો પછી જો તારા પેટમાં પાપ ન હોય તો પછી સન્યાસિની થવાથી તને દોષ પણ શું છે? ઠીક, એ વાત હાલ જવા દે. હું એ માટે તને દબાણ કરીશ નહિ. અત્યારે આ બનાવટી પોશાક પહેરી લે. એમાં કોઈ દોષ નડશે નહિ."

"માથું મુંડાવવું પડશે? હું તો સધવા છું?"

"તું જુએ છે તો ખરી કે મેં ક્યાં માથું મુંડાવ્યું છે?"

"જટા તો પહેરી છે ને?"

"ના, નથી પહેરી. વાળમાં ક્યારેય પણ તેલ નાખતી નથી. માત્ર રાખ ચોળું છું. એનાથી લટ બંધાઇ ગઈ છે."
"તમારા વાળ એવા તો સુંદર દેખાય છે કે એમાં તેલ નાખી, હોળી, તેનો અંબોડો બાંધી દેવાનું મારું મન થઈ ગયું છે."

"એ તો બીજા જન્મમાં થશે, જો માનવ દેહ મળે તો. બોલ, તને હવે સન્યાસિનીનો વેશ પહેરાવું?"

"મસ્તકમાં ભસ્મ ચોળવાથી જ હું સન્યાસિની બની જઈશ?"

"ના, મારી આ ઝોળીમાં ભગવું વસ્ત્ર, રૂદ્રાક્ષ, વિભૂતિ વગેરે બધું જ છે. હું તને એ આપીશ."

થોડીક આનાકાની કર્યા બાદ શ્રીદેવી કબૂલ થઇ ગઈ. પછી એક એકાંત ઝાડ નીચે લઈ જઈને એ સુંદરી સન્યાસિનીએ શ્રીદેવીને એક રૂપવતી સન્યાસિની બનાવી દીધી. વાળમાં ભસ્મ નાખી, શરીરે ભગવું વસ્ત્ર પહેરાવ્યું. ગળામાં અને હાથે રૂદ્રાક્ષની માળાઓ પહેરાવી. આખે શરીરે રાખ ચોળી. અંતમાં શ્રીદેવીના લલાટ પર કંકુનો એક ચાંલ્લો કર્યો. પછી સંસાર – વિજયાકાંક્ષી વસની – કામદેવની જેમ બંનેએ પ્રમાણ આદર્યું. વૈતરણી પાર કરીને સાંજે તેઓ એક મંદિર આગળ આવી પહોંચી અને ધર્મશાળામાં તેમણે રાતવાસો કર્યો.

૧૨

બીજે દિવસે સવારે ઊઠીને ખરસ્રોતા નામની નદીના જળમાં સ્નાન કરી, શ્રીદેવી અને સન્યાસિની બંને જણીઓ રૂદ્રાક્ષ પહેરી, ભસ્મ લગાવી પ્રકાશતા દીપકની જેમ શ્રી ક્ષેત્રના માર્ગને ઉજાળતી ચાલવા લાગી. એ દેશના લોકો સદા એ માર્ગે પ્રવાસીઓને જતાં આવતાં જોતાં હતાં એટલે તેની તેમને નવાઈ નહોતી. પણ આજે આ બે રૂપવતી સ્ત્રીઓને જોઈને તેમના વિસ્મયનો પાર ન રહ્યો. કોઈએ કહ્યું: "કેવી સુંદર સ્ત્રીઓ જઈ રહી છે!" તો કોઈએ કહ્યું: "સ્ત્રીઓ નથી પણ દેવીઓ જણાય છે," કોઈએ આવી પ્રણામ કર્યા. કોઈએ ધનદોલત માટેનું વરદાન માગ્યું. એક પંડિત સૌને રોકતો બોલી ઊઠ્યો: "એમને બોલાવો નહિ, માલૂમ પડે છે કે રૂક્ષ્મણી અને

સત્યભામા શરીર ધારણ કરી સ્વામીના દર્શને જઈ રહી છે. બીજાઓ કહેવા લાગ્યા: "તે કેમ બને? રૂક્ષ્મણી અને સત્યભામા તો શ્રી ક્ષેત્રમાં જ બિરાજે છે. તેઓ જાય એ અસંભવિત છે. ના, ના, એ તો શ્રી રાધિકા અને ચન્દ્રાવળી છે. પોતે ગોપ કન્યા હોવાથી પગે ચાલી જઈ રહી છે." આ નિર્ણય નક્કી થયો એટલે એક દુષ્ટા સ્ત્રીએ કહ્યું: "ઠીક! જાઓ! ત્યાં સુભદ્રા બેઠી છે તે મારી, મારીને તમારાં હાડકાં ખોખરાં બનાવી દેશે!"

આ બાજુ રાધિકા અને ચન્દ્રાવળી અંદર અંદર એક બીજાના મનની વાત કરતી કરતી જઈ રહી હતી. ઘણાં દિવસો થયાં સન્યાસિનીને કોઈ સંગિની મળી નહોતી એટલે આજે પોતાના વયની જ સોબત મળવાથી તેની પ્રસન્નતાનો પાર નહોતો. તેની જિંદગીનો ઝરો હજુ પણ સૂકાયો નહોતો. પણ શ્રીદેવીનો સૂકાયો હતો કારણ એને દુઃખ શું છે તેનો અનુભવ થયો હતો. પરંતુ વૈરાગિની સન્યાસિનીને કોઈ વાતનું દુઃખ નહોતું. તેમની વચ્ચે જે વાતચીત ચાલી રહી હતી તેમાંથી જરૂર જોગી વાચકોને સંભળાવવાનું આવશ્યક છે.

સન્યાસિનીએ શ્રીદેવીને કહ્યું: "તું કહે છે કે તારા સ્વામી છે, તે તારી સાથે ઘરસંસાર માંડી રહેવા પણ આતુર છે. તેમ છતાં તેં ઘર શા માટે છોડ્યું તે હું તને પૂછતી નથી; કારણ, તારા ઘરની વાત જાણવાનું મારે શું

કામ? તો પણ એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા થાય છે. ક્યારેય પણ ઘેર પાછા ફરવાની તારી ઇચ્છા છે કે નહિ?"

"તમને હાથ જોતાં આવડે છે?"

"ના, હાથ જોવાથી શું તેનો ખુલાસો મળશે?"

"ના, માજી તમને હાથ બતાવી, એક પ્રશ્ન પૂછી તેનો જવાબ આપતે."

"હું હાથ જોવાનું જાણતી નથી, પણ હું તને એક એવા માણસ પાસે લઈ જઈશ કે જે આ વિદ્યામાં વિશેષ અનુભવી અને વિદ્વાન છે."

"તે ક્યાં રહે છે?"

'લલિતગિરિની હસ્તિ ગુફામાં એક યોગી રહે છે. હું તને એની જ વાત કરી રહી છું."

"લલિતગિરિ ક્યાં આવ્યું?"

"આપણે બરાબર ચાલીએ તો આજે સાંજસુધીમાં ત્યાં પહોંચી જઈએ."

"તો ચાલો!"

બંને જણીઓ ત્વરાથી પગલાં ભરવા લાગી. કોઈ જ્યોતિષી તેમને જુએ તો કહે કે આજે બૃહસ્પતિ અને શુક્રનો યોગ થઈ એ બંને શીઘ્રગતિથી જઈ રહ્યા છે.+

---

+ હિંદુ જ્યોતિષશાસ્ત્રમાં ગ્રહની સરેરાસ ચાલ કરતાં ઝડપી ચાલને શીઘ્ર ગતિ (Accelerated motion) કહે છે. જ્યારે પૃથ્વી ઉપરથી બે ગ્રહ એક રાશિમાં સાથે જણાય ત્યારે તેમનો યોગ થયેલો કહેવાય છે.

## ૧૩

એક કિનારે ઉદયગિરિ છે, બીજે કિનારે લલિતગિરિ. એ બેની વચમાં થઈને કલકલ નિનાદિની વિરૂપા નદી સ્વચ્છ ભૂરા જળપ્રવાહને લઈને સમુદ્ર તરફ ચાલી જાય છે.* બેઉ પર્વતના શિખર ઉપર ચઢી નીચે દૃષ્ટિ કરીએ તો હજારો તાડથી સુશોભિત, લીલોતરીનાં ખેતરોથી રંગબેરંગી પૃથ્વી અતિશય રળિયામણી લાગે છે. માની ગોદમાં ચઢેલાં બાળકને જેવી રીતે પોતાની મા સર્વાંગ સુંદર

* આજે વિરૂપા નદી વાસ્તવમાં બહુ જ વિરૂપા – કદરૂપી બની ગઈ છે. તેને બંધોથી બાંધી દીધી છે. અંગ્રેજોના પ્રતાપે ખુદ વૈતરણીમાં બંધ બંધાયા છે, તો વિરૂપા કે બીજી કોઇ નદી કઈ ગણત્રીમાં ?

લાગે, તેની જ સર્વાંગસુંદર પર્વત ઉપર બેસી જોનારને પૃથ્વી જણાય. ઉદયગિરિ ( અત્યારે તે આલતિગિરિના નામથી ઓળખાય છે. ) વૃક્ષસમૂહથી પરિપૂર્ણ છે. પરંતુ લલિતગિરિ ( અત્યારે તેનું નામ નાલતિગિરિ છે. ) પર એક પણ ઝાડ નથી, ત્યાં માત્ર ખડકો જ છે. એક વખત તેનાં શિખર અને આસપાસની જગ્યામાં મકાનો, સ્તૂપો અને બૌદ્ધ-મંદિરોની શોભા હતી. આજે ત્યાં શોભામાં શિખર ઉપર ચંદનવૃક્ષ, માટી નીચે દટાઇ રહેલાં ભાંગી ગયેલાં મકાનો, ઘરોનાં બાકી રહેલાં પથ્થર કે ઇંટ અને મનને જોવા માટે લલચાવી વાહ વાહ કરાવે એવી પથ્થરની કોતરેલી મૂર્તિઓ. એમાંની બે ચારને જો આજે કલકત્તાના કોઈ મોટાં-મોટાં મકાનોમાં ગોઠવવામાં આવી હોત તો આજે કલકત્તાની શોભા ફરી જાત. હાય! આજે હિન્દુને આર્ટ-સ્કૂલમાં જઇને મૂર્તિ ઘડતાં શીખવું પડે છે! કુમાર-સંભવને છોડીને આજે તેને સ્વીનબર્નના ગ્રંથો વાંચવા પડે છે. ગીતાને છોડીને મીલ વાંચે છે અને ઓરિસાની પથ્થરની ઘડેલી મૂર્તિઓ છોડી સાહેબલોકનાં ચીનાઈ માટીનાં રમકડાંઓ-પૂતળાંઓ જોઇ વાહ-વાહ પોકારે છે. આ સિવાય બીજું પણ અમારા કપાળમાં શું શું લખ્યું છે તે કહી શકતો નથી.

મેં જે જોયું છે તે જ હું લખું છું. લલિતગિરિની સ્મૃતિ લાંબા સમય સુધી મને યાદ રહેશે. ચોતરફ ગાઉના ગાઉ પથરાઈ રહેલાં લીલાછમ ભાતનાં ખેતરો, જાણે ધરતી-માતાએ ગાઉના ગાઉ લાંબી પિતામ્બરી સાડી પહેરી હોય

એવું લાગતું હતું. માતાના અલંકારરૂપી હજારો તાડની હાર, તેની પેલી બાજુએ પાછા હજારહજાર તાડ; વચ્ચે નીલ સલિલા વિરૂપા નદી લીલાં પીળાં પુષ્પોવાળાં લીલાં ખેતરોમાં થઈને વહે છે જાણે કોઈએ સુંદર ગલીચા પર કોઈ નદી ન ચીતરી હોય! એ ઉપરાંત ચોતરફ આગળના વખતમાં થઈ ગયેલાં મહાન પુરુષોની મોટી કીર્તિ પણ વ્યાપી ગયેલી છે. જેમણે પથ્થરો આવી સુંદર રીતે લીસાલસ બનાવ્યા છે તેઓ પણ શું આપણા જેવા જ હિન્દુઓ હતા? અને જેમણે આ બધી પથ્થરની મૂર્તિઓ કોતરી છે, જેને પુષ્પહાર પહેરાવી શોભાયમાન બનાવી છે; તેઓ બધા કારીગરો શું હિન્દુ જ હતા? જેનું અંગેઅંગ મરોડદાર છે, જેમાં કળા અને સૌન્દર્યનો સંગમ થયો છે એવી મૂર્તિઓ જેમણે ઘડી છે તેઓ પણ શું હિંદુ જ હતા?

तन्वी श्यामा शिखरिदशना पक्व बिम्बाधरोष्ठी
मध्ये क्षामा चकितहरिणी प्रेक्षणा निम्ननाभिः

આવા પ્રકારની સુંદર સ્ત્રીઓની મૂર્તિઓ જેમણે ઘડી છે તેઓ શું હિન્દુ જ હતા? આવા જ સમયે હિન્દુઓના ગૌરવની યાદ આવે છે. પણ જે હિન્દુઓની કીર્તિ, ઉપનિષદ, ગીતા, રામાયણ, મહાભારત, કુમારસંભવ, શકુંતલા, પાણિની, કાત્યાયન, સાંખ્ય, પાતંજલ, વેદાંત, વૈશેષિક આદિ કાર્યથી સમૃદ્ધ થયેલી છે તેની આગળ આ પથ્થરની મૂર્તિઓની કિંમત શી? જ્યારે આ વાતનું મને ભાન થયું ત્યારે જ

મને જણાયું કે હિન્દુ કુળમાં જન્મીને મેં મારું જીવન ધન્ય બનાવ્યું છે.

લલિતગિરિની તળેટીમાં વિરૂપાને કિનારે પહાડના પોલાણમાં હસ્તિગુફા નામક એક ગુફા હતી. 'ગુફા હતી' એમ હું શા માટે કહું છું ? શું પહાડના અવયવો પણ લોપ થાય છે ? હા, કાળના મુખમાં બધું જ સ્વાહા થઈ જાય છે. આ સમયે એ ગુફા નથી. ઉપરની છત તૂટીને નીચે પડી છે, સ્તંભો તૂટી ગયા છે અને અત્યારે તે સ્થળે ઘાસ – ઝાડવાં જામી ગયાં છે. જ્યાં બધાનો જ લોપ થઈ ગયો છે ત્યાં પછી એક ગુફાના લોપ માટે શોક કરવાની જરૂર શી ?

પરંતુ ગુફા બહુ સુંદર હતી. પહાડમાંથી કોતરી કાઢેલા સ્તંભો, દિવાલો વગેરે બહુ જોવા લાયક હતાં. ચારે તરફ પથ્થરમાં અપૂર્વ માનવમૂર્તિઓ કોરેલી હતી. તેમાંની બે – ચાર આજે પણ મોજુદ છે. પરંતુ કોઈનો રંગ ઉડી ગયો છે, તો કોઈનું નાક, તો કોઈનો હાથ ભાંગી ગયો છે. એ મૂર્તિઓ પણ આજના હિન્દુઓની જેમ અંગવિહોણી બની ગઈ છે.

પણ ગુફાની એ દુર્દશા આજકાલમાં જ થઈ છે. જે સમયની હું વાત જણાવી રહ્યો છું તે સમયે તેની આવી દશા નહોતી. ગુફા તેના સંપૂર્ણ રૂપમાં હતી. એ ગુફામાં તે સમયે પરમયોગી મહાત્મા ગંગાધર સ્વામી રહેતા હતા.

યથા સમયે એ સન્યાસિની શ્રીદેવી સાથે ત્યાં જઈ પહોંચી. એ સમયે ગંગાધર સ્વામી ધ્યાનમાં મગ્ન હતા. એટલે કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર એ બંનેએ એ ગુફામાં સૂઈને રાત વિતાવી.

પ્રાતઃકાળે ધ્યાન ભંગ થયું. એટલે ગંગાધર સ્વામી વિરૂપામાં સ્નાન કરી નિત્ય-ક્રિયામાંથી નિવૃત્ત થયા. ત્યાંથી તેઓ પાછા ફર્યા એટલે સન્યાસિનીએ નીચા વળી તેમની ચરણ ધૂલિ લીધી. શ્રીદેવીએ પણ તે પ્રમાણે કર્યું.

એ સમયે પણ ગંગાધર સ્વામીએ શ્રીદેવીની સાથે કંઈ વાતચીત કરી નહિ. તેઓ માત્ર સન્યાસિની સાથે જ વાતે વળગ્યા. દુર્ભાગ્યવશ વાતચીત સંસ્કૃત ભાષામાં થતી હતી. શ્રીદેવી તેમાંનો એક શબ્દ પણ સમજી શકી નહિ. વાચકોને માટે એમાંની થોડી ઘણી વાત ( ગુજરાતીમાં ) કહી સમજાવું છું.

સ્વામીજીએ પૂછ્યું : "આ સ્ત્રી કોણ છે?"

"એક પ્રવાસી." સન્યાસિનીએ જવાબ આપ્યો.

"અહીં કેમ આવી છે?"

"ભવિષ્યના ચક્કરમાં પડી છે. આપને હાથ બતાવવા આવી છે. કૃપા કરી એને ધર્માનુસાર આજ્ઞા ફરમાવો."

આ વખતે શ્રીદેવીએ પાસે આવીને ફરીથી પ્રણામ કર્યા. એના મુખ પ્રતિ જોઈને સ્વામીએ હિન્દીમાં કહ્યું : "તારી કર્કરાશિ છે."

શ્રીદેવી ચૂપ ઊભી રહી.

" પુષ્ય નક્ષત્રના ચન્દ્રમામાં તારો જન્મ છે."

શ્રીદેવીએ એનો પણ કંઈ જવાબ આપ્યો નહિ.

" ગુફાની બહાર આવ, તારો હાથ જોઉં."

શ્રીદેવીને બહાર લઈ જઈ સ્વામીએ તેના ડાબા હાથની બધી રેખાઓ બારીકાઈથી તપાસી જોઈ. ખડી વતી જમીન પર આંકડાઓ માંડી જન્મદિન, વાર, તિથિ, ઘડી, પળ, બધું નક્કી કર્યું. એ પછી જન્મકુંડળી બનાવી, ગુફામાંથી તાડપત્ર પર લખેલું એક પ્રાચીન પાન કાઢી બારે ભાગમાં ગ્રહોનું શુભાશુભ ફળ જોયું. એ બાદ શ્રીદેવીને કહ્યું: " તારા લગ્નમાં સ્વગ્રહી પૂર્ણ ચન્દ્ર છે અને સાતમા સ્થાનમાં બુધ, બૃહસ્પતિ અને શુક્ર એ ત્રણ શુભ ગ્રહ છે. બેટી, તું સન્યાસિની કેમ બની? તું તો રાજમહિષી છે?"

" સાંભળ્યું છે કે મારા સ્વામી રાજા થયા છે, પણ મેં તે સુખ જોયું નથી." શ્રીદેવીએ જવાબ આપતાં કહ્યું.

" તે જોવાનું તારા નસીબમાં લખ્યું નથી. સાતમા સ્થાનમાંનો ગુરુ છે તે નીચનો છે. તેમજ ત્રણે શુભ ગ્રહો પાપગ્રહના ક્ષેત્રમાં રહી ( ઘરમાં રહી ) પાપ દૃષ્ટિમાં પડ્યા છે. તારા નસીબમાં રાજ્યભોગ નથી."

જ્યોતિષીની આ બધી વાતો શ્રીદેવી સમજી શકી નહિ એટલે તે ચૂપ જ ઊભી રહી. થોડી વાર પછી તેણે સ્વામીને પૂછ્યું: " બીજું કંઈ દુર્ભાગ્ય આપને જણાય છે?"

"શનિના ત્રિસાંસમાં ચન્દ્રમા છે."

"એનાથી શું ફળ મળે છે?"

"તું તારા પ્રિયની પ્રાણહંત્રી બનશે."

હવે શ્રીદેવીથી બહુ વાર બેસી શકાયું નહિ. એ એકદમ ઊભી થઈ ગઈ અને તુરતજ ચાલવા લાગી. સ્વામીએ એને ઇશારો કરી બોલાવી કહ્યું: "ઊભી રહે, તારા ભાગ્યમાં એક પરમ પુણ્ય લખ્યું છે, તેનો સમય હજુ આવ્યો નથી. સમય આવે ત્યારે સ્વામીના દર્શન માટે જજે."

"એ અવસર ક્યારે આવશે?"

"અત્યારે તે હું કહી શકતો નથી. સૂક્ષ્મ ગણિત કરવાની જરૂર છે. તેમજ એ સમય હજુ નજીક પણ આવ્યો નથી. તું ક્યાં જાય છે?"

"પુરુષોત્તમના દર્શન કરવાની ઇચ્છા છે."

"જો, આવતે વર્ષે બરાબર આ સમયે મારી પાસે આવજે. તે વખતે હું ગણત્રી કરી એ સમય જણાવીશ."

એ પછી સ્વામીએ સન્યાસિનીને પણ કહ્યું: "તમે પણ આવજો." એ પછી ગંગાધર સ્વામીએ બોલવાનું બંધ કર્યું અને તેઓ ધ્યાનમાં મગ્ન બની ગયા. બંને સન્યાસિનીઓ એમને પ્રણામ કરી ગુફાની બહાર આવી.

## ૧૪

ફરી પાછી એ બંને સન્યાસિનીઓ ઓરિસાના રાજપથને પ્રકાશિત કરતી પુરુષોત્તમને માર્ગે પડી. રસ્તામાં લોકો હારબંધ ઊભા રહી તેમને જોવા લાગ્યા. કોઈએ નીચા વળીને તેમના પગ આગળ લાંબા પડી કહ્યું: "મા, મારા શિર પર આપના ચરણ મૂકી મને પાવન કરો." તો કોઈ બોલ્યું: "મા, જરા ઊભા રહી મારા મનની વાત સાંભળી લો." આ બધાઓને ઘટે તેવો જવાબ આપી, તેમને પ્રસન્ન કરતી બંને સુંદરીઓ રસ્તો કાપવા લાગી.

ઉતાવળથી ચાલતી શ્રીદેવીને સન્યાસિનીએ ધીરે ચાલવા જણાવ્યું. તે બોલી: "બહેન, જરા ધીરે ચાલો,

આમ દોડવાથી તારા કપાળમાંનું ભવિષ્ય શું મટી જવાનું છે ?"

સન્યાસિનીના પ્યારભર્યાં વચનો સાંભળી શ્રીદેવીને કંઈ શાંતિ મળી. બે દિવસના સમાગમથી શ્રીદેવી પણ તેને ચાહવા લાગી હતી. અત્યાર સુધી તે તેને માતા કહીને વાત કરતી હતી; કારણ સન્યાસિની શ્રીદેવીને માટે પૂજનિય હતી. સન્યાસિની એને બેટી કહેતી હતી. હવે સન્યાસિનીએ એ સંબોધન છોડીને તેને બહેન કહી બોલાવવા માંડી. તે ઉપરથી શ્રીદેવી સમજી ગઈ કે સન્યાસિનીમાં પણ પ્રેમની લાગણીઓ ઉત્પન્ન થવા લાગી છે. શ્રીદેવીએ પોતાની ચાલ ધીમી કરી.

સન્યાસિની બોલી: "હવે તને 'બેટી' કહીને બોલાવવું એ ઠીક લાગતું નથી, આપણે બંને એક જ વયનાં છીએ, એટલે આપણે બંને બહેન કહેવાઈએ."

"શું તેં પણ મારી જેમ જ દુઃખથી કંટાળી ઘરબાળ છોડી દીધા છે ?" શ્રીદેવીએ સન્યાસિનીને પૂછ્યું.

"મારે સુખદુઃખ નથી. તેમજ તારા જેવું નસીબ પણ નથી. તારા દુઃખની વાત સાંભળવી છે પણ હાલ નહિ, હજુ સુધી મેં તારું નામ પણ પૂછ્યું નથી. તને હું શું કહી બોલાવું ?"

"મારું નામ શ્રીદેવી છે. તારું ?"

"જયન્તી, હવે મને આજ નામથી બોલાવજે. સ્વામીએ તને જે કંઈ કહ્યું તે તેં સાંભળ્યું ને? હું ધારું છું કે હવે પાછા ઘેર જવાની તારી મરજી નહિ હોય. કંઈ કામકાજ પણ નથી, દિવસો કેવી રીતે પસાર થશે? તેં કંઈ એનો વિચાર કર્યો છે?"

"ના, કંઈપણ નહિ. પણ આટલા દિવસો તો નીકળી પણ ગયા."

"કેવી રીતે કાઢ્યા?"

"મહા કષ્ટથી, આ દુનિયામાં કોઈને પણ એટલું દુઃખ પડ્યું ન હશે."

"એને નિવારવાનો એક ઉપાય છે. તું તારું મન બીજા કામમાં પરોવી દે."

"શેમાં મન લગાવું?"

"સંસાર મોટો છે. શું એમાંથી તને કોઈ એવો પદાર્થ મળતો નથી કે જેમાં તારું ચિત્ત ચોંટે?"

"પાપ કરીને?"

"ના, પુણ્ય."

"સ્ત્રીઓને તો સ્વામીની સેવા એજ પુણ્ય છે. જ્યારે તે છોડી હું ચાલી આવી છું ત્યારે મારે માટે બીજું કયું પુણ્ય છે?"

"સ્વામીના પણ સ્વામી છે."

"એ મારા સ્વામીના સ્વામી છે, મારા નહિ. મારા સ્વામી જ મારા સ્વામી છે, બીજા કોઈ નહિ."

"જે તારા સ્વામીના સ્વામી છે. તેઓ તારા પણ સ્વામી છે; કારણ એ બધાના સ્વામી છે."

"હું ઈશ્વરને પણ જાણતી નથી. માત્ર સ્વામીને જ ઓળખું છું."

"તેને જાણવો છે? જાણશે એટલે આટલું દુઃખ રહેશે નહિ."

"ના, હું ઈશ્વરને પણ જાણવા ઇચ્છતી નથી. સ્વામીને છોડવાનું મને જે દુઃખ છે, અને ઈશ્વરને પામીને હું જે સુખ મેળવીશ; એમાં સ્વામીના વિરહદુઃખને જ હું ચાહીશ."

"જ્યારે તને સ્વામી આટલો વહાલો છે ત્યારે તું તેને છોડીને શા માટે આવી?"

"મારી જન્મપત્રિકાનું ફળ સાંભળ્યું નહિ? કાલે તો તને તે કહેવામાં આવ્યું હતું."

"એના પર તમારો આટલો બધો પ્રેમ કેમ છે?"

શ્રીદેવીએ ટૂંકમાં પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. એ સાંભળીને જયન્તીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. જયન્તીએ કહ્યું: "તારી સાથે એનો મેળાપ નહિ જેવો જ થયો છે, તો પછી તું એના પ્રતિ આટલો બધો પ્રેમ કેમ કરે છે?"

"તું ઈશ્વરને ચાહે છે કેમ? ભલા, તેં ઈશ્વરને કયારે જોયો?"

"હું મારા હૃદયમાં જ રાતદિન ઇશ્વરને જોઉં છું."

"જે દિવસે એમણે મારી નાની વયમાં મારો ત્યાગ કરી દીધો હતો, તે દિવસથી જ રાતદિન હું તેમની ચિંતા કર્યા કરું છું."

આ સાંભળી જયન્તીનાં રોમાંચ ખડાં થઈ ગયાં. શ્રીદેવી કહેવા લાગી: "જો સંસાર માંડી સાથે રહ્યા હોત તો બનવા જોગ છે કે મને તેમના ઉપર આટલો સ્નેહ ઉપજ્યો નહોત. મનુષ્ય માત્રમાં દોષગુણ હોય છે. એમનામાં પણ દોષ હોય એ સ્વાભાવિક છે. ન હોત તો એ મારા દોષે પણ હું તેમનામાં દોષ જોતે. ક્યારેક પણ વાતચીતમાં, પ્રસંગવશ કંઈ ને કંઈ થઈ જાત. તેમ થયું હોત તો આ આગ આટલી બધી પ્રકટતે નહિ. માત્ર મનમાં તેમની મૂર્તિ સ્થાપી આજ દિન સુધી હું તેમની પૂજા કરતી આવી છું. ચંદન ઘસી ઘસી ભીંતે લગાવી હું મન મનાવું છું કે તેમના મસ્તકમાં ચંદન લગાવી રહી છું. લોકોની ફૂલવાડીઓમાંથી ફૂલો ચોરી લાવી, સવારમાં જ ઘરનું કામકાજ પડતું મૂકી માળાઓ ગૂંથી ગૂંથી ફૂલોના ઝાડની ડાળે તે ભેરવી મન મનાવું છું કે મેં તેમને ગળે તે પહેરાવ્યા છે. અલંકારો વેચીને એનાથી સારી સારી ખાવાની વસ્તુઓ લાવી, ભોજન બનાવી તે નદીમાં પધરાવી

મન રાજી રાખું છું કે મેં તેમને તે ધરાવ્યા છે. ઠાકોરજીને પ્રણામ કરતી વખતે ઠાકોરજીને પ્રણામ કરું છું એવું મેં કદી પણ મનમાં આણ્યું નથી. મસ્તક આગળ મેં તેમના જ ચરણ જોયા છે. આમ છતાં, જયન્તી! હું તેમને ત્યજીને ચાલી આવી છું. તેમણે મને બોલાવી તો પણ તેમને છોડીને ચાલી આવી છું."

શ્રીદેવી વધુ બોલી શકી નહિ. માથે છેડો દઈ પેટ ભરીને તે રડવા લાગી!

જયન્તીની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યા. આ તે સન્યાસિની કહેવાય?

## ૧૫

સીતારામે શ્રીદેવીની બહુ શોધ કરી પરંતુ તેનો પત્તો તેને ક્યાંય પણ ન મળ્યો. મહિના પર મહિના જવા લાગ્યા, વર્ષ પર વર્ષ પસાર થયાં તો પણ એ ક્યાંય ન મળી. સીતારામે જુદાં જુદાં તીર્થસ્થાનો અને શહેરોમાં એની શોધ કરવા માટે માણસો મોકલ્યાં પણ એમાં એને નિષ્ફળતા જ સાંપડી. સીતારામે વિચાર્યું કે કદાચ એ લોકો શ્રીદેવીને ઓળખી ન શક્યા હોય અને એને લઈને તેમને તેનો પત્તો ન મળતો હોય એટલે તેણે ગંગારામને થોડોક સમય રાજકાર્યમાંથી મુક્ત કરી આ કામ ઉપર મોકલ્યો. ગંગારામ પણ દેશ દેશ રખડીરઝળી નિષ્ફળ થઈ આખરે પાછો આવ્યો.

અંતમાં સીતારામે શ્રીદેવીને ભૂલી જઈ રાજકાર્યમાં પોતાનું ચિત્ત પરોવવાનો નિશ્ચય કર્યો. હજુ સુધી એ ખરેખરો રાજા થયો નહોતો. દિલ્હીના બાદશાહે તેને રાજા તરીકેની સનદ આપી નહોતી. હવે એને સનદ મેળવવાની ઇચ્છા થઈ. તે માટે તેણે તુરત જ દિલ્હીની મુસાફરીએ જવાનું નક્કી કર્યું.

પણ સમય બહુ બારીક આવી પહોંચ્યો હતો. હિન્દુઓનું હિન્દુપણું કસોટી માગી રહ્યું હતું. હિન્દુઓનું વધતું જતું પ્રાબલ્ય મુસલમાનોને માટે અસહ્ય થઈ ઊઠયું. ખુદ મહમ્મદપુરમાં ઠેકાણે ઠેકાણે ઊંચા ઊંચા શિખરોવાળાં મંદિરો બની ગયાં હતાં. એટલું જ નહિ પણ આસપાસના ગામોમાં, શહેરોમાં ઘેરે ઘેર દેવ દેવીઓની પ્રતિષ્ઠા, દેવોત્સવ, નાચગાન, કથાવાર્તા વગેરેની ધમાલ મચી રહેતી. મુરશિદકુલીખાં મુરશિદાબાદની ગાદી ઉપર બેઠેલો હતો+ તેણે ઠેકાણે ઠેકાણે હિન્દુઓ ઉપર સિતમ ગુજારવા માંડયો. એના જેવો જુલ્મ બીજા કોઈએ પણ કર્યાનો દાખલો ઈતિહાસમાં શોધ્યો જડતો નથી. મુરશિદકુલીખાંએ જ્યારે સાંભળ્યું કે બધી જગ્યાએ હિન્દુઓ ધૂળ ચાટતા થયા છે,

+ અંગ્રેજ ઈતિહાસ લેખકોએ પક્ષપાત અને કંઈક અજ્ઞાનતાવશ સિરાજુદ્દૌલાની નિંદા અને મુરશિદકુલીખાંની પ્રશંસા કરી છે. પરંતુ વાસ્તવમાં મુરશિદકુલીખાંની તુલનામાં સિરાજુદ્દૌલા દેવ સમાન હતો.

માત્ર મહમ્મદપુરના હિન્દુઓ જ જીતાયા નથી ત્યારે તેણે તુરાબખાં ઉપર હુકમ મોકલ્યો કે સીતારામને તોબાહ પોકરાવો.

તે ઉપરથી સીતારામને જેર કરવા માટેના ઉપાયો યોજાવા માંડયા. પણ માત્ર વિચારથી જ કોઈ ઉપાય થઈ શકયો નહિ. કેમકે, સીતારામનો વધ કરવા માટે મુરશિદકુલીખાંએ માત્ર હુકમ જ મોકલ્યો હતો, ફોજ મોકલી નહોતી. એમ કરવામાં તેણે તુરાબખાં ઉપર અવિશ્વાસ કર્યો નહોતો. મુસલમાન પ્રતિ તેનો અવિશ્વાસ નહોતો. પરંતુ તે સમયે એવો એક સાધારણ ધારો હતો કે કાયદો અને વ્યવસ્થા જાળવવાનું કાર્ય ફોજદારો પોતાને ખર્ચે કરી લે. ખાસ કારણ વગર નવાબ તરફથી તેમને લશ્કરની સહાય મળતી નહોતી. એક મામૂલી જમીનદારને દબાવવો એ સાધારણ વાત હતી અને એ કાર્ય ધાકધમકી કે પછી થોડાક સિપાઈઓથી પણ થઈ શકે એવું હતું એટલે નવાબે સિપાઈઓ મોકલ્યા નહોતા. ફોજદારે જ્યારે જોયું કે સીતારામે પોતાના શહેરના તેમજ ગામોના દરેક પુખ્ત વયના માણસને અસ્ત્રશસ્ત્રની તાલીમ આપી લડવા તૈયાર બનાવ્યા છે ત્યારે તેની સામે સો બસો સૈનિકો લઈને લડવા જવું એ ડહાપણ ભર્યું નથી. એટલે ફોજદારનું સૌથી પહેલું કામ સિપાઈઓની સંખ્યા વધારવાની હતી. પણ આ કામ કંઈ એકબે દિવસમાં થઈ જાય એમ નહોતું.

વળી તેને દેશની સ્થાનિક મુસલમાનોની લડાયક શક્તિ પર પૂરો વિશ્વાસ પણ નહોતો. આથી તેણે બિહાર, મુરશિદાબાદ અને પશ્ચિમના પ્રાંતોમાંથી પઠાણ સિપાઈઓ મંગાવવવાનું નક્કી કર્યું. તેમાં વળી તેના સાંભળવામાં આવ્યું કે સીતારામે અનેક તાલીમબાજ રાજપૂતો અને ભોજપુરી સૈનિકોની ભરતી કરી છે ત્યારે તેમની સામે ટક્કર ઝીલી શકે તેવું સૈન્ય ભેગું કર્યા વગર સીતારામને જેર કરવા તે બહાર પડી શક્યો નહિ. આમ સીતારામ પર ચઢાઈ કરવાનું કામ કંઈક ઢીલમાં પડી ગયું. તેટલા દિવસ જેમ ચાલતું હતું તેમ ચાલવા માંડયું.

તુરાબખાં આ બધી તૈયારીઓ બહુ ગુપ્ત રીતે કરી રહ્યો હતો. સીતારામને આની કંઈપણ ખબર ન પડે અને માત્ર ઓચિંતા જ લશ્કર લઈ તે એના પર તૂટી પડે અને તેની મિટ્ટી પલિત કરી નાખે એજ તેની ઇચ્છા હતી. પણ સીતારામને આ બધી ગુપ્ત તૈયારીની ખબર પડી ગઈ હતી. ચતુર ચન્દ્રચૂડ પણ એ વાત જાણતો હતો. જાસૂસ વિના રાજ્ય ચાલી શકે નહિ. રામચંદ્રને પણ ગુપ્તચર વિના ચાલ્યું નહોતું. ચન્દ્રચૂડના જાસૂસો પણ ભૂષણમાં હતા. સીતારામને ઉખેડી નાખવાનો મુરશિદાબાદથી જે હુકમ આવ્યો હતો તેની, અને તે માટે વીણીવીણીને સૈનિકો ભેગા કરવામાં આવતા હતા તે વાતની; ચન્દ્રચૂડને પણ ખબર મળી ગઈ હતી.

આ બધાનો બંદોબસ્ત કરી થોડાક સિપાઈઓ લઈને સીતારામ દિલ્હી ગયો. જતી વખતે રાજ્યરક્ષાનો ભાર તે ચન્દ્રચૂડ, મૃણ્મય અને ગંગારામને સોંપી ગયો હતો. મંત્રણા અને ખજાનાનો ભાર ચન્દ્રચૂડને, લશ્કરનો અધિકાર મૃણ્મયને, અને શહેરની રક્ષાનો ભાર ગંગારામને તેમજ અંતઃપુરનો ભાર નંદાને તે સોંપતો ગયો હતો. રડારોળના ભયે સીતારામ રમાને કહ્યા વગર જ ગયો હતો. પરિણામે રમાએ રડી રડી નદી વહાવી.

૧૬

રડવાથી પરવારી, એટલે રમા વિચાર કરવા લાગી. હવે તેને લાગ્યું કે અત્યારે સીતારામ દિલ્હી ગયો છે એ પણ એક રીતે ઠીક જ થયું છે. આ સમયે જો મુસલમાનો આવી બધાને મારી નાખે તો સીતારામ પણ બચી જવા પામે. આમ રમાને માટે સૌથી મોટો જે ભય હતો તે દૂર થઈ ગયો. રમા પોતાના મરણથી ડરતી નહોતી. પછી જોઈએ તો મુસલમાનો તેને ભાલો ઘોંચી મારી નાખે, જોઈએ તો તેઓ તરવારથી કાપી ટૂકડેટૂકડા કરી દે, બંદૂક મારી તેને ગોળીથી ઉડાવી દે કે પછી તેઓ તેનો ચોટલો પકડી તેને છાપરા પર ફેંકી દે તેની રમાને કંઈ પણ પરવા નહોતી. સીતારામ તો નિર્વિઘ્ને દિલ્હીમાં રહેશે ને? હા, હવે કદાચ તેનો મેળાપ પણ ન થાય. ભલે, પણ

આવતા જન્મમાં તો એ એને મળશે જ! અહીં મહમ્મદ-પુરમાં ક્યાં એની સાથે રોજ મુલાકાત થતી હતી? મેળાપ ઘેર ગયો. એ કુશળતાથી રહે એટલે બસ.

જો એક વર્ષ પહેલાં આ બનાવ બન્યો હોત તો આટલું વિચારીને જ રમા શાંત થઈ જાત. પણ વિધાતાએ એના નસીબમાં શાંતિ લખી નહોતી. એક વર્ષ પહેલાં રમાને એક પુત્ર અવતર્યો હતો. સીતારામે તેની પાસે આવવા જવાનું ઓછું કર્યું ત્યારથી રમા બાળકનું મોં જોઈને એ દુ:ખ સહન કરતી હતી. પહેલાં તેણે સીતારામનો વિચાર કર્યો અને તે બાદ નચિંત થઈ. પછી પોતાનો વિચાર કર્યો અને મરવા તૈયાર થઈ ગઈ. છેલ્લે બાળકનો વિચાર કર્યો. વિચાર્યું: "બાળકનું શું થશે? જો હું મરી જાઉં, કદાચ મુસલમાનો મને મારી નાખે તો મારા બાળકને કોણ સંભાળશે? કેમ? નંદા તો છે ખરી ને? પણ સાવકી માના હાથમાં કંઈ બાળકને સોંપી જવાય? સાવકી મા કંઈ સગા બાળકની જેમ તેની ઓછી જ કાળજી લે? હા, પણ ઠીક યાદ આવ્યું. મુસલમાનો મને એકલીને કંઈ ઓછા જ મારવાના હતા? એને પણ મારશે. હું પણ મરીશ અને મારી શોક પણ મરશે. ત્યારે બાળક કોને ભરોંસે મૂકી જાઉં?"

વિચાર કરતાં કરતાં રમાના માથામાં જાણે એકાએક ભયંકર વજ્રપાત થયો. એક ભયાનક ખ્યાલ તેના મગજમાં

આવ્યો. શું દુશ્મનો બાળકને જીવતું રાખશે? સર્વનાશ કરશે! રમા વિચારવા લાગી: દુશ્મનો ઝનુની છે, તેઓ શું બાળકને જીવતું રાખશે? સત્યાનાશ જ ને! સીતારામ દિલ્હી કેમ ગયો? રમા એ વાત કોને પૂછે? હવે રમા વધુ વિચાર કરી શકી નહિ. અંતમાં જ્યારે એનો જીવ આ વાતથી બહુ મૂંઝાવા લાગ્યો ત્યારે તે તેનો ઉકેલ મેળવવા માટે નંદાની પાસે ગઈ.

એણે જઈને પૂછ્યું: "બહેન, મને બહુ ડર લાગે છે. રાજા હમણાં દિલ્હી કેમ ગયા?"

"રાજાનું કામ રાજા જાણે. આપણે એમાં શું સમજીએ બહેન?"

"આ સમયે જો તેઓ આવે તો શહેરનું રક્ષણ કોણ કરશે?"

"ભગવાન કરશે, એ નહિ બચાવે તો બીજું કોણ બચાવશે?"

"તો શું તેઓ બધાને મારી નાખશે?"

"દુશ્મન દયા બતાવે ખરો?"

"આપણને તે ભલે મારી નાંખે, પણ બાળબચ્ચાં પર પણ તે શું દયા નહિ બતાવે?"

"બહેન, આવી વાતો શા માટે મનમાં આણે છે?

વિધાતાએ જે લખ્યું હશે તે જ થશે. આપણે ક્યાં એમનો કંઈ ગુનો કર્યો છે કે તેઓ આપણું અમંગળ કરે ? નકામી તું શા માટે હેરાન થાય છે? ચાલ, બાજી રમીએ. તારી નવી મોતીની નથ જીતી લઉં, આવી જા !"

આમ કહીને તેનું ધ્યાન બીજી વાતમાં રોકાય અને એના જીવને આનંદ મળે એ હેતુથી નંદાએ બાજી કાઢી અને પાસા ફેંક્યા. નાઈલાજ બની રમા એક બાજી રમી, પણ એમાં એનું ચિત્ત ન જ પરોવાયું. જાણી જોઈને નંદા બાજી હારી ગઈ. રમાની નવી મોતીની નથ બચી ગઈ. તો પણ ફરીથી બાજી રમવાની રમાની ઈચ્છા ન થઈ, એ ત્યાંથી ઊઠી ગઈ.

રમાને પોતાની મનની વાતનો ખુલાસો ન મળ્યો એટલે તેનું ચિત્ત બાજીમાં ન લાગ્યું. પોતાના મહેલમાં પાછા જતાંની સાથે જ તેણે તેની એક વૃદ્ધ દાસીને પૂછ્યું: "દુશ્મનો બાળકોને પણ મારી નાખે છે?"

"તેઓ કોને નહિ મારી નાખે?" ડોસીએ જવાબ આપ્યો: તેઓ બાળકોને મારી નહિ નાખે તો કરે શું?"

રમાનું હૃદય અંદરથી ધબકવા લાગ્યું. હવે તો જે કોઈ એને મળવા લાગ્યું તેને રમા એજ વાત પૂછવા લાગી

મહેલમાં નાનાં મોટાં દરેકને એ આ વાત પૂછી વળી. બધાંને જ મુસલમાનોનો ભય. કોઈ તેમની પ્રતિ શુભ નજરથી જોતું નહોતું એટલે બધાએ જ પેલી ડોશીના જેવો જવાબ આપ્યો. તે સાંભળી સર્વનાશ થવા બેઠો છે એમ સમજી, રમા બાળકને લઈ પલંગ પર પડી અને તેને ગોદમાં ચાંપી રડવા લાગી.

# ૧૭

આ બાજુ તુરાબખાંને સમાચાર મળ્યા કે સીતારામ મહમ્મદપુરમાં નથી અને એ દિલ્હી ગયો છે. એણે વિચાર્યું આ સારી તક છે. અત્યારે જ મહમ્મદપુરને લૂંટી, બેદાન-મેદાન કરી તેને બાળી નાખવાની સોનેરી તક છે; એમ સમજી તે લશ્કર સહિત મહમ્મદપુર પર ચઢાઈ કરવાની તૈયારી કરવા લાગ્યો.

આ સમાચાર પણ મહમ્મદપુર આવ્યા. સારાય નગરમાં આથી ખળભળાટ ફેલાઈ ગયો. લોકો થાળી, પેટી, કપડાં જે કંઈ હાથમાં આવ્યું તે લઈ નાસવા લાગ્યા. કોઈ માસીને ઘેર, કોઈ ફોઈને ઘેર, કોઈ મામાને ઘેર, તો કોઈ સસરા, બહેન એમ જેને જ્યાં ફાવ્યું ત્યાં લોકો સપરિવાર નાસી ગયા. દુકાનદાર દુકાન ઉઠાવીને, શરાફી જે ઉઘરાણી મળી તે ભેગી કરીને, આડતિયાઓ આડતનો માલ વેચીને,

અને કારીગરો પોતાનાં હથિયારો માથા પર મૂકીને ત્યાંથી નાસવા લાગ્યા. શહેરમાં નાસભાગની મોટી ધમાલ મચી રહી.

ગંગારામ કે જેના પર નગરની રક્ષાનો ભાર હતો તે મસલત માટે ચન્દ્રચૂડ પાસે આવ્યો ને કહ્યું: "કહો. મહારાજ, હવે શું કરવું છે? શહેર તો ઉજ્જડ થતું ચાલ્યું છે."

ચન્દ્રચૂડે કહ્યું: "સ્ત્રી, બાળક અને વૃદ્ધ જે કોઈ જવા માગે તેમને જવા દો. અટકાવવા નહિ. એમના જવાથી આપણને જ લાભ છે. ન કરે નારાયણ ને તુરાબખાં અહીં આવી શહેરને ઘેરો નાખે તો ખાવાપીવામાં માણસો જેમ ઓછાં હોય તેમ વધુ સારું. એથી આપણે બેચાર માસ વધુ કાઢી શકીશું. પરંતુ જેમને યુદ્ધની તાલીમ આપવામાં આવી છે તેવામાંના કોઈને પણ નાસવા દેશો નહિ. ને તેઓ બળજબરીથી, ચોરી છૂપીથી જવા માંડે તો તેમને ગોળીથી ઠાર કરજો. એક પણ શસ્ત્ર શહેર બહાર જવા દેવું નહિ. તેમજ એક મુઠ્ઠી અનાજ પણ શહેરની બહાર ન જાય તેનું ધ્યાન રાખશો."

સેનાપતિ મૃણ્મયરાયે પણ આવીને ચન્દ્રચૂડ મહારાજ પાસે સલાહસૂચના માગી. એણે કહ્યું: "અહિંયાં રહીને આપણે શા માટે માર ખાઈએ? શા માટે આપણે તેની

સામે જઈ અર્ધે રસ્તે જ તેનો ખુરદો ન કરી નાખીએ?"

ચન્દ્રચૂડે જવાબ આપ્યો: "આ મોટી નદીની ઓથ શા માટે છોડવી? વચ્ચે રસ્તામાં લડવા જતાં તમે ક્યાંક હારી જાઓ, તો અમારે ઊભા રહેવાનું ઠેકાણું પણ રહેશે નહિ. તેને બદલે તમે તોપ બંદૂક લઈ નદીની આ પાર ઊભા રહી મોરચો બાંધો તો પછી કોની મગદૂર છે કે તે નદી પાર કરી શકે? આ નદી ઓળંગવી એ કંઈ રમતની વાત નથી. કઈ જગ્યાએ મુસલમાનો નદી ઓળંગી અહીં આવવાનો પ્રયત્ન કરે છે તેની તપાસ રાખો. લશ્કર લઈને તે જગ્યાએ જજો, એટલે મુસલમાનો તેમના પ્રયત્નમાં નિષ્ફળ જશે અને તેઓ આ પાર આવી શકશે નહિ. બધું તૈયાર રાખજો. પરંતુ મને પૂછ્યા વગર નીકળી પડશો નહિ."

ચન્દ્રચૂડ જાસૂસના પાછા ફરવાની રાહ જોઈ રહ્યો હતો. તે આવી જાય તો ખબર પડે કે તુરાબખાં ક્યારે કયે રસ્તે થઈને આવે છે. એ જાણ્યા પછી જ તે પોતાની યોજના ઘડવાનો હતો.

આ બાજુ અંતઃપુરમાં પણ ખબર પહોંચી ગઈ કે તુરાબખાં ફોજ લઈ મહમ્મદપુરનો નાશ કરવા આવી પહોંચે છે. અંતઃપુરમાં બહારથી આવતી નાની વાતને મોટું સ્વરૂપ આપવાની પ્રથા પડી ગઈ હતી. બહારના લોકો "આવે છે" નો અર્થ "નીકળવાની તૈયારીમાં છે," એવો કરતા હતા. અંતઃપુરમાં "આવે છે" એનો અર્થ "આ આવી પહોંચ્યા."

એવો કરવામાં આવ્યો. તે ઉપરથી ત્યાં રડારોળની ધૂમ મચી રહી. નંદાનું કામ વધી ગયું. બધાને જવાબ આપતાં, તેમને સમજાવતાં તે પરેશાન બની ગઈ. એકલી એ કેટલાને સમજાવે, કેટલાને છાના રાખે? તેમાં રમાએ તો હદ વાળી હતી. જરા જરા વારમાં તે બેભાન થઈ જવા લાગી. નંદા મનમાં વિચારવા લાગી: 'શોક મરી જાય તો છૂટકો થાય.' પરંતુ સ્વામી મને ઘરનો ભાર સોંપી ગયા છે, મારા જીવના જોખમે પણ શોકને બચાવવી એ મારી ફરજ છે.' આથી બીજું બધુ કામકાજ છોડી નંદા રમાની સારવાર કરવા લાગી.

બીજી બાજુએ શહેરની બીજી સ્ત્રીઓ આવીને નંદાને સલાહ આપવા લાગી: "બહેન, તમે એક કામ કરો, બધાના પ્રાણની ભિક્ષા માગી લો. આપણે બંગાળી લોકો, આપણને લડાઈ ટંટા સાથે સંબંધ શો? જાન બચશે તો બધું જ છે. ઈશ્વર તમારું કલ્યાણ કરો! આ લડાઈનું નિકંદન કાઢો! અમારી વાત માનો!"

નંદા તેમને ધીરજ આપી સમજાવતી: "અરે! શા માટે ડરો છો? પુરુષો કરતાં તમે શું વધારે જાણો છો? જ્યારે તેઓ કહી રહ્યા છે કે ડરવાનું કારણ નથી ત્યારે શા માટે ભય પામો છો? શું તેમને પોતાના પ્રાણનો ભય નથી? તેમને આપણા જીવનની દરકાર નથી?"

આ બધી વાત સાંભળી રમાની મૂર્છા કંઈક ઓછી થઈ. એ ઊઠીને બેઠી થઈ. કઈ વાતના વિચારથી તેના મનમાં ધીરજ આવી તે આગળ હું તમને જણાવું છું.

## ૧૮

ગંગારામ નગરરક્ષક હતો. આ સમયે રાત્રિની શહેરમાં 'રોન' મારવા તરફ તેનું વિશેષ ધ્યાન રહેતું હતું. જે દિવસની હું વાત કરી રહ્યો છું તે દિવસે રાત્રે સાધારણ પોશાકમાં ગંગારામ શહેરની સ્થિતિ અવલોકવા ગુપ્ત રૂપથી પગે ચાલતો ચક્કર લગાવી રહ્યો હતો. રાત્રે ત્રીજા પહોરે થાકયોપાકયો તે ઘર તરફ પાછો ફરતો હતો, તેવામાં કોઈએ પાછળથી આવીને તેનો ડગલો ખેંચ્યો. ગંગારામે પાછળ ફરી જોયું તો એક સ્ત્રી જણાઈ. અંધારી રાત, એકાંત, રસ્તામાં કોઈની અવરજવર નહિ. આવા સમયે એક સ્ત્રી તેની પાછળ ઊભેલી જણાઈ. અંધારું હોવા છતાં પણ ગંગારામને સ્ત્રીનો આકાર, એનો વેશ માલૂમ પડ્યો. પરંતુ એ કોણ હતી? શા માટે તેને બોલાવી રહી હતી તે કંઈ તેની સમજમાં ન આવ્યું.

ગંગારામે પૂછ્યું: "કોણ છે?"

સ્ત્રીએ જવાબ આપ્યો: "હું ગમે તે હોઉં, એની સાથે તમારે શી મતલબ? તમારે તો મને એ પૂછવું જોઈએ કે તારે શું કામ છે?"

એના અવાજ ઉપરથી લાગ્યું કે સ્ત્રીની વય અધિક નથી. તો પણ એના સ્વરમાં ગંભીરતા હતી. ગંગારામ બોલ્યો: "એ વાત પછી કરી શું. પહેલાં એ તો બતાવ કે તું સ્ત્રી થઈને આટલી મોડી રાતે રસ્તા પર એકલી કેમ ઘૂમી રહી છે?"

"આટલી મોડી રાતે હું બીજું કંઈ કરતી નહોતી. માત્ર આપને જ શોધતી ફરતી હતી."

"તદ્દન જુદી વાત. પહેલાં તો હું કોણ છું તે જ તું જાણતી નથી."

"હું આપને સારી રીતે ઓળખું છું. આપ આ શહેરનાં નગરરક્ષક ગંગારામદાસ છો."

"ઠીક, તું મને ઓળખે છે, પણ તું કેવી રીતે જાણી ગઈ કે હું તને આ જ સ્થળે મળી શકીશ?"

"ઘણો વખત થયાં હું તમને ગલીગલીએ શોધતી ફરું છું, આપની શોધ માટે હું આપને ઘેર પણ જઈ આવી હતી."

"શા માટે?"

" આ વાત તો તમારે મને પહેલાં પૂછવી જોઈતી હતી. એક કામ કરવાનું તમે સાહસ કરી શકશો ? "

" શું ? "

" હું તમને જ્યાં લઈ જાઉં ત્યાં તમે અત્યારે આવી શકશો ? "

" ક્યાં ? "

" એ હું આપને નહિ કહું. આપે ફરીથી આ પ્રશ્ન પૂછવાની તસ્દી લેવી નહિ."

" ઠીક, પણ બીજા એકબે સવાલ પૂછું તેનો ઉત્તર આપ. તારું નામ શું છે ? તું કોણ છે ? શું કરે છે ? અને મારે શું કરવું પડશે ? "

મારું નામ મુરલા છે. એ સિવાય બીજું કંઈ હું કહી શકું એમ નથી. મારી સાથે આવવાની આપની હિંમત ન હોય તો આવશો નહિ. પરંતુ જો તમારામાં એટલું પણ સાહસ ન હોય તો પછી તમે મુસલમાનોના હાથમાંથી શહેરનો – આ મહમ્મદપુરનો બચાવ કેવી રીતે કરશો ? જ્યાં હું સ્ત્રી જાત જવાની હિંમત કરું ત્યાં આપ આટલા બધા સવાલ પૂછ્યા છતાં પણ જવાની તમારી હિંમત ચાલતી નથી એ ભારે આશ્ચર્યની વાત છે ! "

આ ટોણાથી ગંગારામ છોભીલો બની ગયો. તેને મુરલાની સાથે જવું જ પડયું. આગળ મુરલા ચાલતી હતી.

પાછળ ગંગારામ. થોડેક દૂર ગયા પછી ગંગારામને સામે
એક મહેલ જણાયો. એ જોઈને તે બોલ્યો: " રાજમહેલ
લઈ જાય છે?"

"ત્યાં આવવામાં તમને કંઈ વાંધો છે?"

"ના, સિંહદ્વારથી જવામાં કોઈ વાંધો નથ
પરંતુ આ તો ખડકી છે. શું આપણે અંતઃપુરમાં જવા
છે કે?"

"હિંમત નથી ચાલતી શું?"

"ના, હું આવું સાહસ કરી શકું એમ નથી. ર
મારા સ્વામીનું અંતઃપુર છે. એના હુકમ વગર મારા
અંદર જઈ શકાય નહિ."

કોની આજ્ઞા જોઈએ છે?"

"રાજાની."

"એ તો અહીં નથી. રાણીની આજ્ઞા નહિ ચાલે?"

"ચાલશે."

"મારી સાથે આવો. હું આપને રાણીની આ
અપાવું."

'પણ પહેરાવાળા તને જવા દેશે?"

"હા."

"તેઓ મને ઓળખ્યા વગર રહેશે નહિ. આ
સ્થિતિમાં હું મારી ઓળખ આપવા માગતો નથી."

"પરિચય આપવાની કંઈ જરૂર નથી. હું આપને મારી સાથે-જ લઈ જાઉં છું."

દ્વાર પર પહેરાવાળો ઊભો હતો. એની પાસે જઈને મુરલાએ પૂછ્યું: "કેમ પાંડે ઠાકુર, દરવાજો તો ઉઘાડો રાખ્યો છે ને?"

"હા. ઉઘાડો રાખ્યો છે, પણ આ કોણ છે?" પહેરાવાળાએ ગંગારામની સામે જોઈ પૂછ્યું.

મુરલાએ કહ્યું: "મારો ભાઈ છે."

"અંદર મર્દ માણસ જઈ શકે એવો હુકમ નથી."

મુરલાએ જરા આંખ કાઢી કહ્યું: "વાહ! હુકમ-વાળા! તારે કોના હુકમની જરૂર છે? મારો હુકમ છોડી કોનો હુકમ લેવા નીકળ્યો છે? ઝાડુ મારી તારી દાઢી સાફ કરી નાખીશ, માલૂમ છે ને?"

પહેરાવાળો ચૂપ થઈ ગયો. એ કંઈ પણ બોલી શક્યો નહિ. ગંગારામને લઈને મુરલા અંદર ચાલી ગઈ. બીજે માળે ચઢી ત્યાં એક ઓરડો બતાવી એણે કહ્યું: "અંદર જાઓ. હું બહાર બેસું છું. મારું અંદર કામ નથી."

કૌતુહલવશ બની ગંગારામ એ ઓરડાની અંદર ગયો. ઓરડો બહુ કિંમતી ચીજોથી સુંદર કારીગરી વડે શણગારેલો હતો. ચાંદીના પલંગ પર એક સ્ત્રી બેઠી હતી. દીપાવલીની સ્નિગ્ધ જ્યોતિ તેના મુખમંડળ પર પડી રહી હતી. તે પોતે નત મસ્તકે કંઈક વિચારી રહી હતી. બીજું કોઈ ત્યાં નહોતું. ગંગારામને લાગ્યું કે આવી સુંદરી પૃથ્વીમાં બીજી કોઈ જન્મી ન હશે. એ રમા હતી.

૧૯

ગંગારામ સીતારામના અંતઃપુરમાં ક્યારેય પણ ગયો નહોતો. એણે નંદાને તેમજ રમાને જોઈ પણ નહોતી, તોપણ ઘરની સજાવટ જોઈ એ સમજી ગયો કે પોતે રાજમહેલની કોઈ રાણીની સામે ઊભો છે. બંને રાણીઓમાં નંદા કરતાં રમા પોતાની સુંદરતા માટે અધિક પ્રસિદ્ધ હતી. આ રાણીનું રૂપ જોઈ ગંગારામે નક્કી કર્યું કે એ નાની રાણી રમા જ હોવી જોઈએ. આ તર્ક પર આવી તે બોલ્યો: " મહારાણી, મને શા માટે અહીં બોલાવવો પડ્યો ? "

રમાએ ઊઠી ગંગારામને પ્રણામ કર્યાં અને બોલી: " આપ મારા મોટાભાઈ છો. આપને જેવી શ્રીદેવી છે તેવી જ હું

છું. એ માટે અત્યારે મેં તમને બોલાવ્યા છે તે માટે ખોટું ન લગાડશો. ”

“ આપ જ્યારે મને આજ્ઞા કરો ત્યારે આવવાને માટે હું બંધાયલો છું. આપ મારા માલિક છો. ”

“ મુરલા કહેતી હતી કે આપ જાહેર રીતે અહીં આવવાનું સાહસ નહિ કરો. એ બીજું પણ કંઈ કહેતી હતી. કાળમુખી ગમે તેમ લવારો કરી ગઈ. તમને તેની શું વાત કહું ભાઈ! મને ઘણો ભય લાગે છે, એટલે મેં આ અવિચારી સાહસ કર્યું છે. તમે મારી રક્ષા કરો.

કહેતાં કહેતાં રમા રડી પડી. એનું રુદન જોઈ ગંગારામને દુઃખ થયું. તે બોલ્યોઃ “ શું થયું છે ? આપને માટે હું શું કરું ? ”

“ શું થયું છે ? તમને ખબર નથી કે મુસલમાનો મહમ્મદપુર લૂંટવા આવી રહ્યા છે ? તેઓ આપણને બધાંને મારી શહેરને સળગાવી જતા રહેશે ? ”

“ આપને આવીરીતે કોણે બ્હીવડાવ્યાં ? મુસલમાનો આવી શહેરને બાળી જશે તો પછી અમે અહીં શું કરવાના હતા ? માખી મારવાને માટે અહીં અમને રાખવામાં આવ્યા છે ? અમે આપનું નિમક શા માટે ખાઈએ છીએ ? ”

“ તમે પુરુષ લોક, તમારી હિંમત જબરી. તમે લાંબો વિચાર કરતા નથી. ધારો કે તમે રક્ષણ ન કરી શક્યા તો પછી શું થશે ? ”

રમા ફરીથી રડવા લાગી.

" અમારો પ્રાણ હશે ત્યાં સુધી આપનું રક્ષણ કરીશું. આપ નચિંત રહો."

" તેમાં ફત્તેહમંદ ન થયા તો ?"

" તો જીવ આપશું."

" એવું ન બોલો. મારી વાત સાંભળો. આજે સૌ કોઈ મોટી રાણીને કહેતું હતું કે મુસલમાનોને આદરપૂર્વક બોલાવી તેમને આ શહેર સોંપી દો. અને આપણા બધાંના પ્રાણની તેમની પાસે ભિક્ષા માંગો. મોટી રાણીએ આ વાત કાન પર ન લીધી. મને તો એની બુદ્ધિ ઠેકાણે લાગતી નથી. એટલે તો મેં તમને બોલાવ્યા છે. તમારાથી આવું થઈ શકશે ?"

" મને શું કરવા કહો છો ?"

" આ મારાં ઘરેણાં છે એને લઈ લો. અને મારી પાસે જે કંઈ પૈસાટકા છે તે પણ તમે સ્વીકારી લો. તમે કોઈને પણ કહ્યા વગર સીધા મુસલમાનોની પાસે જાવ. જઈને એમને કહો કે 'અમે રાજ્ય છોડી દઈએ છીએ. તમે લોકો કોઈનો જીવ લેશો નહિ. આટલું કબૂલ કરો.' જો તેઓ કબૂલ કરે, તો શહેર તમારા હાથમાં છે, તમે તેમને છૂપી રીતે લાવી કિલ્લામાં દાખલ કરી દેજો. બધાં બચી જશે."

ગંગારામ ધ્રુજી ઊઠયો. તે બોલ્યોઃ "મહારાણી, આપ મારી સામે જે બોલ્યાં તે બોલ્યાં, પણ બીજા કોઈ આગળ આવી વાત કરશો નહિ. મારો જીવ જાય તો પણ મારાથી આ કામ થઈ શકશે નહિ. અને કદાચ કોઈ એવું બેઈમાનીભર્યું કામ કરે તો હું એને જીવતો પણ ન છોડું."

રમાને જે થોડીઘણી આશા હતી તે જતી રહી. મોટેથી એ રડી પડી અને બોલીઃ "તો મારા બાળકનું શું થશે?"

ગંગારામ ગભરાઈ ગયો અને બોલ્યોઃ "ચૂપ રહો! આપનું રુદન સાંભળી જો કોઈ અહીં આવી પહોંચશે તો આપણા બેઉના ભૂરા હાલ થશે. આપને બાળકને માટે જ જો આટલો ભય થતો હોય તો હું તેને માટે કંઇ ઉપાય યોજીશ. અહીંથી બીજી કોઈ જગ્યાએ જતા રહેવા માટે આપ રાજી છો?"

"જો તમે મને મારા પિતાને ત્યાં મોકલી આપો તો હું જવા તૈયાર છું. પણ મોટી રાણી જવા કેમ દેશે? ઠાકુર મહાશય પણ કેમ જવા દેશે?"

"તો તો છાનામાના જવું પડશે. હમણાં જ જવાની કંઇ જરૂર નથી. એવો કંઇ ભય જણાશે તો હું તુરતજ આવીને તમને ત્યાં મૂકી આવીશ."

"મને કેવી રીતે ખબર પડશે?"

"મુરલા મારફતે ખબર કાઢતા રહેજો. પણ મુરલા

પાસે આવે તેની કોઈને પણ ખબર ન પડે તેની સાવચેતી રાખજે. ”

નિસાસો નાંખી રડતી રડતી રમા બોલી: “ તમે મારો જીવ બચાવશો તો હું દાસી થઈને રહીશ. ભગવાન તમારું કલ્યાણ કરો!”

આમ કહીને રમાએ ગંગારામને વિદાય કર્યો. મુરલા ગંગારામને બહાર પહોંચાડી આવી.

બેઉના મનમાં પાપ નહોતું. તો પણ બેઉએ ઘણી ગંભીર ભૂલ કરી હતી. રમા અને ગંગારામ બેઉ તે સમજ્યા. ગંગારામે મનમાં વિચાર્યું: ‘ એમાં મારો શું વાંક ?’ રમાએ વિચાર્યું: ‘ ત્યારે શું કરું ? મુસલમાનોને હાથે મારો જીવ આપું ?’ એક માત્ર મુરલા જ સંતોષ પામી.

ગંગરામને તેવી આંખ હોત, તો એ જોતે કે આંખની અંદર સંતાઈને કોઈક કંઈ કામ કરી રહ્યો હતો તેને તે જોઈ શકતે—એ જોતે.

“ दक्षिणा पांगनिविष्टमुष्टिम्
नतां समा कुञ्चित सव्य पादम् ।
चक्री कृत चारु चापं
प्रहर्त्तुमभ्युद्यतमात्मयोनिम् ॥

આ બાજુ વાદીના મનમાં જે હતું તે જ વિધાતાના મનમાં પણ હતું. ચન્દ્રચૂડ મહારાજે જાસૂસ મારફતે તુરાબખાંને કહેવડાવ્યું કે: “ અમે આપને કિલ્લા, દારૂગોળા, વગેરે

સાથે રાજ્ય વેચાતું આપીએ તો તમે કેટલા રૂપિયા આપશો ? લડાઈનું શું કામ ? પૈસા આપો લઈ લો ને ?"

ચન્દ્રચૂડે આ વાત મૃણ્મય અને ગંગારામને પણ સંભળાવી. ક્રોધે ભરાઈ, ડોળા કાઢી મૃણ્મયે કહ્યું: "આવી અધમ વાત છે કે!"

ચન્દ્રચૂડે કહ્યું: "અરે મૂર્ખ ! કંઈ અક્કલ છે કે નહિ ! ભાવતાલ નક્કી કરતાં કરતાં બીજા બે મહિના સહેજે નીકળી જશે, તેટલા સમયમાં તો રાજા આવી પહોંચશે."

ગંગારામે શું ધાર્યું, તે હું કહી શકતો નથી, પણ તે કંઈ ન બોલ્યો.

# ૨૦

તે દિવસે ગંગારામથી કંઈ કામ કરી શકાયું નહિ. રમાનું મુખ બહુ સુન્દર હતું. કેવો સુન્દર પ્રકાશ તેની ઉપર પડ્યો હતો ! એ વાતનો વિચાર કરવામાં જ ગંગારામનો સારોય દિવસ પસાર થઈ ગયો. શું દીવાની રોશનીથી તે આટલી બધી સુન્દર લાગતી હતી ? તેમજ હોય તો માણસ દીવો સળગાવી રાત દિન તેના પ્રકાશમાં બેસી રહેતો કેમ નથી ? કેવા સુંદર ગુચ્છાંવાળા કાળા ભમ્મર જેવાં જુલફાં ! કેવો ગોરો ગોરો રંગ હતો. કેવાં કમાનદાર ભવાં ! કેવી કામણગારી આંખો ! અને હોઠ ! જેવા લાલ તેવા જ તે પાતળા હતા ! કેવું સરસ ઘાટીલું શરીર હતું ! આ બધામાંથી ગંગારામ શાનો વિચાર કરે, શું પડતું મૂકે ? ગંગારામ વિચારવા લાગ્યો: "હું નહોતો જાણતો કે

મનુષ્યમાં આટલી બધી સુન્દરતા હશે, આજે મેં જે જોયું છે તેથી જાણે મારો જન્મ સાર્થક થયો હોય એમ મને લાગે છે. તેનું જ ધ્યાન ધરતો ધરતો જે થોડાં વર્ષ જીવતો રહીશ, તે હું સુખમાં કાઢી શકીશ."

અરે મૂર્ખ! એવું તે કંઈ થઈ શકે? એકવાર જોઈ આમ થયું, એટલે ફરી એકવાર જોવાનું મન થાય. બપોરે ગંગારામ વિચાર કરતો હતો કે: "આજે જે જોયું, તેનું જ ધ્યાન ધરતો ધરતો જે થોડાં વર્ષ જીવતો રહીશ, તે હું સુખમાં કાઢી શકીશ." પરંતુ સાંજે તેને વિચાર આવ્યો કે: "શું હું એકવાર ફરીથી તેને ન જોઈ શકું?" બે ચાર ઘડી રાત ગઈ એટલે ગંગારામને વિચાર થયો. "આજે મુરલા પાછી નહિ આવશે?" એક પહોર રાત્રિ પસાર થયા બાદ મુરલાએ તેને એક એકાંત જગ્યાએ ગિરફતાર કર્યો.

"શું ખબર છે?" ગંગારામે પૂછ્યું.

"તમે શું ખબર આપો છો?"

"શેની ખબર જોઈએ છે?"

"પિતાને ઘેર જવાની."

"માલૂમ પડે છે કે હવે એવી જરૂર પડશે નહિ. રાજ્ય રક્ષણ થશે."

"કેમ જાણ્યું?"

"એ તને કહી શકાય નહિ."

"તો જઈને એમને એમ કહું ?"

"હા. કહી દે."

"કદાચ મને પાછી મોકલે તો ?"

"કાલે જે સ્થળે તેં મને પકડ્યો હતો તે સ્થળે આજે પણ તું મને મળી શકશે."

મુરલાએ જઈને રાણીને આ સમાચાર સંભળાવ્યા. ગંગારામે કોઈ વાત સ્પષ્ટ કહી નહોતી એટલે રમા એમાંનું કંઈ પણ સમજી શકી નહિ. સમજ પડી નહિ તેથી તે બેચેન બની ગઈ. મુરલાએ ગંગારામને પકડી ફરીથી રાત્રિના ત્રીજા પહોરે રમાના ઓરડામાં લઈ જઈ ખડો કરી દીધો. પેલો જ પહેરેગીર આ વખતે પણ તે જ જગ્યાએ ઊભો હતો. આ વખતે પણ ગંગારામ મુરલાનો ભાઈ બની અંદર દાખલ થયો.

ગંગારામે આવીને રમાને શું સમજાવ્યું, એની આગળ તે શું બકી ગયો તેની એને પોતાને પણ કંઈ સમજ પડી નહિ. રમા પણ એક અક્ષર સમજી શકી નહિ. મૂળ વાત એ હતી કે અત્યારે ગંગારામનું મગજ ઠેકાણે નહોતું. પેલો ધનુર્ધર દેવ ફૂલના બાણ મારી તેનું મગજ ખાલી કરી ગયો હતો, તેની બે આંખો જ હાલ રહી હતી. ગંગારામે પેટ ભરી જોયું. કાન લગાવી વાતો સાંભળી; પણ તેનાથી તે ધરાયો નહિ.

ચન્દ્રચૂડ મહારાજની યોજના રમા આગળ જાહેર

નહિ કરી દેવા જેટલી જ શુદ્ધિ ગંગારામમાં અત્યારે રહી હતી, વાસ્તવમાં કહીએ તો એ કોઇ વાત માટે રમા આગળ આવ્યો નહોતો; એ તો માત્ર તેના દર્શન માટે જ આવ્યો હતો. દર્શન કરી, દક્ષિણા તરીકે પોતાનું ચિત્ત રમાને સોંપી, તે ચાલ્યો ગયો. આ વખતે પણ મુરલા તેને બહાર મૂકવા ગઈ. જતાં જતાં મુરલાએ ગંગારામને પૂછ્યું: "પાછા આવશો કે?"

"શા માટે?"

"મને લાગે છે કે તમે પાછા આવશો."

ગંગારામે આંખ મીંચી કાદવવાળા રસ્તામાં પગ મૂક્યો હતો. તેણે કંઈ જવાબ આપ્યો નહિ.

આ બાજુ ચન્દ્રચૂડની દરખાસ્તના જવાબમાં તુરાબખાંએ લખી મોકલ્યું: "જો નજીવી રકમ લઈ મુલક છોડી જવા ઇચ્છતા હો તો પૈસા આપવા તૈયાર છું. પરંતુ સીતારામને પકડીને અમને સોંપવો પડશે."

ચન્દ્રચૂડે ઉત્તર લખી મોકલ્યો: "સીતારામને પકડી આપના હાથમાં સોંપીશ, પણ થોડાં નાણાંથી આ કામ થશે નહિ."

તુરાબખાંએ પૂછાવ્યું: "કેટલા નાણાં જોઈશે?"

ચન્દ્રચૂડે મોટી રકમ માંગી. તુરાબખાંએ નાની રકમ આપવા કહી. ચન્દ્રચૂડે પોતાની માંગણી સહેજ ઓછી કરી. તુરાબખાં કંઈક વધ્યો. આવી રીતે ચન્દ્રચૂડ મુસલમાનને ઉડાવવામાં-ભુલાવામાં નાંખવા લાગ્યો.

## ૨૧

કાળમુખી મુરલાએ જે કહ્યું હતું તે જ બન્યું. ગંગારામ ફરીથી રમાની પાસે ગયો. કારણ, ગંગારામથી ગયા વગર રહેવાય તેમ નહોતું. રમા તેને બોલાવતી નહોતી તોપણ તે મુરલાને વારંવાર ખબર કાઢવા તેની પાસે મોકલતી હતી. પરંતુ ગંગારામ તેને કોઈ વાત કહેતો નહિ. એ બોલતો : "તારો ભરોંસો નહિ. એ બધી ખાનગી વાત તને કેવી રીતે કહી શકાય? હું એકાદ દિવસે આવીને કહી જઈશ." એવા જવાબો આપી તે મુરલાને ઉડાવતો એટલે રમાએ તેને ફરીથી બોલાવી મંગાવ્યો. મુસલમાનો ક્યારે આવશે તે જાણ્યા વિના એને ચેન પડતું નહોતું. ધારો કે તેઓ એકાદ દિવસ બપોરે જમવા–ખાવાને સમયે અચાનક આવી પહોંચે તો?

ગંગારામ ફરી આવ્યો. આ વખતે ગંગારામે રમાને હિંમત આપવાને બદલે તેને ભય બતાવવા માંડયો. અને પોતાને બીજી વાર આવવાનું આમંત્રણ મળે એવો રસ્તો કરતો ગયો. ગંગારામમાં પોતાના મનની વાત કહેવા જેટલી હિંમત નહોતી તેમજ રમા પણ એના મનની વાત સમજી જાય એવી ચતુર નહોતી. પણ ગંગારામ પ્રેમની વાતો કરવાની મતલબથી ત્યાં જવા આવવાની ચેષ્ટા કરતો નહોતો. તે જાણતો હતો કે તે રસ્તો બંધ હતો. માત્ર રમાને જોવાને, તેની સાથે આડી અવળી વાતચીતનો લહાવો લેવાને ખાતર જ તેણે આવજા શરૂ કરી હતી.

આ કંઇ પ્રેમ ન કહેવાય! તેમ હોત તો રમાના દુઃખમાં વધારો થાય તેવો ભય ગંગારામ તેને કદી બતાવતે નહિ. એ તો એક જાતની નીચમાં નીચ મનોવૃત્તિ હતી. જેના હૃદયમાં એ પ્રવેશ કરે છે તેનું સત્યાનાશ કર્યા વગર તેને છોડતી નથી. આ પુસ્તકમાં જ એનું પ્રમાણ છે.

ભય બતાવી ગંગારામ ચાલી ગયો. આ વખતે રમાને પોતાને પિયર જવાનું મન થયું હતું. પણ ગંગારામ આજ કાલ કહી ચાલી ગયો હતો. આ આજકાલ પછી રમાએ તેને પાછું આમંત્રણ મોકલ્યું. ગંગારામ પાછો આવ્યો. આવી રીતે ચાલવા લાગ્યું.

ગંગારામ રમાને દિવસના જાહેર રીતે પચાસ વખત પણ મળ્યો હોત તો તેમાં કંઈ દોષ નહોતો. કારણ કે રમાનું મન સાફ અને પવિત્ર હતું. પણ આવી રીતે ડરતા

કરતા, ચોરીચૂપકીથી રાત્રિના ત્રીજા પહોરે તેની સાથે મેળાપ કરવો એ ઠીક થતું નહોતું. એનું પરિણામ બીજું કંઈ આવે કે ન આવે, તો પણ છૂટથી, હૃદય ખોલીને વાત કરવાથી તેમજ વારંવારના મિલનથી કંઈ બીજું પરિણામ આવી જાય એ પણ બનવા જોગ છે. અને આમ થયું નહોત તેમ પણ નહોતું. પ્રથમ તો આ વાત રમાના ધ્યાનમાં આવી નહિ. પણ મુરલાની એક વાતે તેના કાનમાં દેવવાણી જેવી અસર કરી. એક દિવસે મુરલા અને પાંડે ઠાકુર વચ્ચે આ વિષયમાં કંઈક વાતો થઈ. પાંડેએ કહ્યું: "તારો ભાઈ હંમેશા રાતના અંદર શા માટે આવ જાવ કરે છે?"

"મુઆ એમાં તારું શું જાય છે? ઝાડુનો ડર નથી?"

"ડર તો છે, પણ જાનનો પણ ખ્યાલ રાખવો જોઈએ ને?"

"તારે વળી બીજો પણ જાન છે કે શું? હું જ તારો જાન!"

"તને છોડતાં હું કંઈ મરી જવાનો નથી પણ જાન છોડ્યો તો પછી બધું અંધારું જ થઈ જવાનું. તારા ભાઈને હું હવે છોડવાનો નથી."

"નહિ છોડતો. પણ હું તને છોડીશ. બોલ, શું કહે છે?"

"જો, એ માણસ તારો ભાઈ નથી. મને તો એ

કોઈ મોટો માણસ જણાય છે. અહીં એ શા માટે આવે છે તેની મને ખબર નથી. અને એ જાણવાની મને ઇચ્છા પણ નથી. કદાચ એ અંદર બંદોબસ્ત કરવા માટે આવતો જતો હોય! તો પણ એ જ્યારે છૂપી રીતે આવે જાય છે ત્યારે અમને લોકોને કંઈ ઈનામ મળવું જોઈએ. તને તો એણે કંઈ આપ્યું પણ હશે. એમાંનું અર્ધું મને આપ, હું કંઈ બોલીશ નહિ."

"તેણે મને કંઈ આપ્યું નથી. આપશે ત્યારે તને આપીશ."

"બરાબર અર્ધું લઈશ. જરાય ઓછું-વત્તું નહિ."

મુરલાને લાગ્યું કે એ વાત પણ ઠીક છે. રાણી મારફતે તેને કપડાં ઘરેણાં વગેરે મળ્યા હતા પણ ગંગારામ તરફથી હજુ તેને કંઈ પણ મળ્યું નહોતું. તેથી તેણે અક્કલ દોડાવી પાંડેને કહ્યું: "ઠીક, હવે જ્યારે એ આવે ત્યારે તેને તું અટકાવજે. હું કહું તો પણ તું તેને અંદર જવા દેતો નહિ. એમ કરશે, તો કંઈ મળશે."

તે પછી જ્યારે રાત્રિના ગંગારામ મહેલની મુલાકાતે આવ્યો, ત્યારે પાંડેએ તેને રોક્યો. મુરલાએ ઘણી લમણાઝીક કીધી, કાલાવાલા કર્યા, પણ પાંડે રાજી ન જ થયો. ગંગારામના મનમાં થયુ કે પાંડેની સામે છત્તો થઈ જાઉં અને તેને સખ્ત ઠપકો આપું. આ વિચાર આવતાં તેણે મુરલાને કહ્યું: "હું કોટવાળ છું એમ જાણી પહેરેગીર મને અટકાવશે નહિ."

"હા, અટકાવશે નહિ, પરંતુ એ ઘેરઘેર જૂઠી વાતો કરશે. મારો ભાઈ આવા જા કરે છે એવી વાત ફેલાશે, તો તેનો બધો દોષ મારે માથે આવશે."

એનું કહેવું યોગ્ય લાગ્યું એટલે તે વાત ગંગારામે માની લીધી. એ પછી ગંગારામના મનમાં વિચાર આવ્યો કે એને ઠાર મારીને અંદર જાઉં. પરંતુ તેથી તો વાત વધી પડવાનો સંભવ જણાયો, અને કદાચ આ રસ્તો પણ બંધ થઈ જાય. એટલે એ વિચાર પણ તેણે છોડી દીધો. પાંડેએ તેને કોઈપણ રીતે અંદર જવા દીધો નહિ. તેથી તે રાત્રિએ ગંગારામને પાછા જવું પડયું.

મુરલાને એકલી આવેલી જોઈને રાણીએ પૂછ્યું: "શું આજે તેઓ આવ્યા નથી?"

"તેઓ આવ્યા હતા પણ પહેરાવાળાએ તેમને અંદર આવવા દીધા નહિ."

"રોજ તો તે આવવા દેતો હતો, આજે કેમ તેણે અટકાવ્યા?"

"તેના મનમાં કંઈક સંદેહ ભરાયો છે."

"શેનો?"

"આપ એ સાંભળીને શું કરશો? હું આપની સામે એ બધું કહેવા રાજી નથી. એને કંઈક આપીને રાજી રાખ્યો હોય તો સારું."

જે અપવિત્ર હોય તે પવિત્રને પણ પોતાના જેમ જ જાણી કામ કરે છે. તેઓ વિચાર કરતાં નથી કે કોઈ

પવિત્ર માણસનું કામ બગડે છે. મુરલાની વાત સાંભળીને રમાના શરીરે પરસેવો છૂટવા લાગ્યો. પરસેવાથી તેનું આખું શરીર તરબોળ બની ગયું. તે ધ્રૂજતી ધ્રૂજતી નીચે બેસી ગઈ. બેઠા પછી સૂઈ ગઈ. સૂઈને આંખ મીંચી બેહોશ બની ગઈ. આવો વિચાર રમાના મનમાં કદી પણ આવ્યો નહોતો. બીજું કોઈ હોત, તો તેના મનમાં આ વાત આવતે. પણ રમા તો એટલી ભયભીત બની ગયેલી હતી કે તેને સારા સારનો જરા જેટલો ખ્યાલ રહેવા પામ્યો નહોતો. હમણાં એ ખ્યાલ આવતાં તેની છાતી પર મોટો પથરો પડચો હોય એવું તેને લાગ્યું. તે સમજી ગઈ કે, અંદરખાને ગમે તે હોય પણ બહાર તો આ જ વાત થવાની. વિચાર કરી જોતાં તેને લાગ્યું કે, મારાથી મોટો ગુનો થઈ ગયો છે. રમા બુદ્ધિમાં જડ હતી, તો પણ સ્ત્રીઓમાં અને તેમાં ય હિન્દુ સ્ત્રીઓમાં એક એવી બુદ્ધિ હોય છે કે જેનો ઉદય થતાં જ તેને બધી વાત સાફ સાફ સમજાઈ જાય છે. જેટલી વાતચીત થઈ હતી તે બધી સમજી યાદ કરીને રમાને લાગ્યું કે તેનાથી મોટો અપરાધ થઈ ગયો છે. હવે શું કરું? ઝેર ખાઉં કે પછી ગળામાં કટાર ભોંકી મરી જાઉં! ખૂબ વિચાર કરી તે એવા મનસૂબા ઉપર આવી કે ગળે છૂરી ફેરવવી એ જ ઠીક છે, તેમ કરવાથી બધા પાપમાંથી મુક્તિ મળી જશે અને મુસલમાનોનો ડર પણ ચાલ્યો જશે. પણ બાળકનું શું થશે? અંતમાં રમાએ નક્કી કર્યું કે રાજાના આવ્યા પછી ગળે છૂરી ફેરવવી એ ઠીક થઈ પડશે. સીતારામ બાળકને માટે કંઈ

બંદોબસ્ત કરી લેશે. એટલા દિવસ મુસલમાનોના હાથમાંથી કોઈ પણ ઉપાયે બચી જાઉં ! પણ મુસલમાનોના હાથમાંથી હું બચવાની નથી એ ચોક્કસ જ છે; એટલે ગંગારામને હવે બોલાવવો એ પણ નકામું છે. હવે મારે ગંગારામને બોલાવવો નહિ તેમજ તેની પાસે માણસ પણ મોકલવો નહિ. આ નિર્ણય પ્રમાણે રમાએ ગંગારામને ફરી બોલાવ્યો નહિ. તેમ મુરલાને પણ તેને ત્યાં જવા દીધી નહિ.

મુરલા હવે આવતી નહોતી તેમ રમા પણ તેને બોલાવતી નહોતી. તે જોઈ ગંગારામ બેચેન બન્યો. ખાવાપીવાનું તેણે છોડી દીધું. ઊંઘ આવતી પણ બંધ થઈ ગઈ. ગંગારામ હવે મુરલાને શોધવા લાગ્યો. પણ મુરલા રાજમહેલની દાસી હતી. એ ક્યારેય પણ રસ્તા પર અમસ્તી રખડતી નહોતી. રાણીના હુકમથી જ તે ગંગારામને શોધવા બહાર નીકળતી હતી. ગંગારામને મુરલાનો મેળાપ થયો નહિ. અંતમાં તેણે મુરલાને બોલાવવા માટે એક દૂતીને મોકલી. રમા પાસે દૂતીને મોકલવાનું સાહસ તેનાથી થઈ શક્યું નહિ.

મુરલા આવી. તેણે પૂછ્યું : "કેમ બોલાવી ?"

"હવે ખબર કાઢવા કેમ આવતી નથી ?"

"આવું તો પણ ક્યાં તમે બખર આપો છો ? તમને તો મારો વિશ્વાસ નથી."

"તે ખરું, પણ હું ત્યાં જાતે આવીને તો કહી જતો

હતો ને ”

“ ત્યાં જવાથી તો તમને પાણીચું મળ્યું. ”

“ એટલે ?”

“ હવે નાની રાણીને આરામ થઈ ગયો છે. ”

“ એમને શું હતું કે જેથી આરામ થઈ ગયો છે. ”

“ એમને રોગ હતો તે તમને ખબર નથી ? ”

“ ના ! શું રોગ હતો ? ”

“ તેમનું આખું શરીર દુખતું હતું. અને તેથી ઉન્માદ રોગ થયો હતો. ”

“ એમ ? ”

“ તેમ ન હોત તો તમને અંતઃપુરમાં કોણ બોલાવે ? ”

“ કેમ ? હું કોટવાળ ! ”

“ શું તમે તેને લાયક છો ! ”

“ તો હું કોને લાયક ? ”

“ આ ફાટેલા પાલવને. પિયેર લઈ જવી હોય તો મને લઈ જાઓ. ઘણાં દિવસથી માબાપને મળી નથી. ”

આમ કહી મુરલા હસતી હસતી ચાલી ગઈ. ગંગારામે તેની મદદની આશા ત્યજી દીધી. પણ તેનું મન માનતું નહોતું. હજુ પણ તેના મનમાં એની સાથેના મેળાપની કંઈક આશા ઝળકતી હતી. જેનું મન પાપ કરવામાં જ પ્રવૃત્ત હોય છે તે પોતાનામાં પાપ કરવાની શક્તિ હોય

ત્યાં સુધી આશા છોડતો નથી. કૃતઘ્ન ગંગારામે સંકલ્પ કર્યો. કે "દુનિયામાં જેટલાં પાપ છે તે બધાં કરીશ પણ રમાને છોડીશ નહિ.' એ પછી ભયંકર બનીને ગંગારામ પોતાને ઘેર ગયો. અને રાત્રિના ઘરમાં બેઠો બેઠો રમા અને સીતારામનું સત્યાનાશ કેમ નીકળે તેના ઉપાયો યોજવા લાગ્યો.

## ૨૨

ઘણા દિવસો બાદ શ્રીદેવી અને જયન્તી લલિત-ગિરિની ઘાટીમાં આવ્યા છે. વાંચકોને યાદ હશે કે મહાપુરુષે તેમને પાછા આવવાનું કહ્યું હતું. તે મુજબ બેઉ જણીઓ આવી પહોંચી હતી.

મહાપુરુષે માત્ર જયન્તીને જ મુલાકાત આપી. શ્રીદેવીને નહિ. જયન્તી એકલી હસ્તીગુફામાં ગઈ. દરમિયાન શ્રીદેવી વિરૂપાને તટે ઘૂમતી રહી. કેટલોક વખત આમતેમ ફર્યા પછી તે પર્વતના શિખર ઉપર ચઢી, અને ત્યાં એક ચંદનના ઝાડ તળે બેઠી બેઠી નદી કિનારે ખીણમાં એક તાડવન હતું, તેની અપૂર્વ શોભા નિહાળવા લાગી.

મહાપુરુષ સાથે વાતચીત કરીને જયન્તી પાછી ફરી. મહાપુરુષે શું કહ્યું હતું તે જયન્તીને પૂછવાને બદલે શ્રીદેવી બોલી: " કેવો મીઠો પક્ષીનો સ્વર છે ! "

જયન્તીએ કહ્યું: "સ્વામીના કંઠ જેવો?"

"નહિ, આ નદીના કલકલ શબ્દ જેવો!"

"ત્યારે સ્વામીનો કંઠસ્વર કોના જેવો છે?"

"ઘણા દિવસ થયાં સ્વામીનો કંઠસ્વર સાંભળ્યો નથી, એટલે તે કેવો હતો તેનું હવે સ્મરણ નથી."

જયન્તી આ જાણતી હતી, પણ પતિનું સ્મરણ કરાવવા માટે જ તેણે આ પ્રશ્ન પૂછ્યો હતો. તે બોલી: "ફરીથી સાંભળે તો પ્રથમના જેવો મધુર લાગે કે નહિ?"

શ્રીદેવી ચૂપ રહી. થોડીવાર પછી મુખ ઊંચું કરી જયન્તીની સામે જોઈ બોલી: "શું મહાપુરુષે મને સ્વામીના દર્શન કરવા જવાની અનુમતિ આપી છે?"

"તારે તો જવાનું જ પણ મને ય તારી સાથે જવાની આજ્ઞા કરી છે."

"કારણ?"

"એમણે કહ્યું છે કે, એથી શુભ થશે."

"હવે બહેન. મારે શુભ–અશુભ, સુખદુ:ખ કેવાં?"

"શ્રીદેવી હજુ પણ તું સમજી ન શકી? શું તને આજે પણ મારે એ સમજાવું પડે?"

"સમજાવો. મારી સમજમાં તો કંઇપણ આવતું નથી."

"તારું શુભ અશુભ જોઈને મહાત્માએ આજ્ઞા આપી નથી. કોઈનો પોતાનો સ્વાર્થ સધાય એવી આજ્ઞા તેઓ કદી આપતા નથી. એમાં તારું કંઈ શુભાશુભ નથી."

"હવે હું સમજી ગઈ. હું હમણાં જાઉં તો મારા સ્વામીનું મંગલ થવાનો સંભવ છે, એમ જ કેની?"

"એમણે એવું કંઈ સ્પષ્ટ કહ્યું નથી. માત્ર મોઘમમાં જ તેઓ બોલ્યા છે. આપણી સાથે વધુ વાતચીત કરવા જેટલો તેમને વખત નથી. પણ તેમના કહેવાની આજ મતલબ હોવી જોઈએ એમ મારી માન્યતા છે, અને આટલા દિવસ મારી પાસેથી તેં જે કંઈ સાંભળ્યું શીખ્યું તે ઉપરથી તું પણ એજ અનુમાન ઉપર આવશે એમ હું ધારું છું."

"પણ તું મારી સાથે શા માટે આવશે?"

"તેને માટે પણ તેઓ કંઈ બોલ્યા નથી. તેમણે માત્ર મને આજ્ઞા આપી છે, એટલે જ હું તારી સાથે આવીશ. તું જશે ખરી ને?"

"એજ વિચાર કરું છું."

"વિચાર શા માટે કરે છે? પ્રિય પ્રાણહંત્રીવાળી વાત યાદ આવી કે શું?"

"ના, હવે તે માટેનો ભય રહ્યો નથી."

"ભય કેમ નથી, તે તો મને કહે? તારી વાત સાંભળી તારી સાથે આવવું કે નહિ તે હું નક્કી કરીશ."

"કોણ કોને મારે છે, બ્હેન! મારનારો તો એક જ છે. જે મરવાના તેમને તેણે મારી જ રાખ્યા છે. બધા જ મરવાના. મારા હાથથી કે પછી બીજાના હાથથી એક દિવસે તેમને મરવાનું તો છે જ. એટલું જ કહીશ કે

હું જાણી જોઈને કોઈ દિવસે તેમની હત્યા કરીશ નહિ. તોપણ જે સર્વનો કર્તાહર્તા છે, તેણે જ જો નિર્માણ કરી રાખ્યું હોય કે સંસારના દુઃખમાંથી તેમનો છૂટકારો મારે જ હાથે થશે, તો કોની તાકાત છે કે એ વાત નિષ્ફળ બનાવે! હું વનેવન ભટકતી ફરું, સમુદ્રપાર ચાલી જાઉં કે પછી ક્યાંક છૂપાઈ સંતાઈ જાઉં તો પણ મારે તેની આજ્ઞાને તાબે થવું જ પડશે. હું સાવધ રહી ધર્માનુસાર આચરણ રાખીશ; તેમ છતાં મારે હાથ તેમનું કંઈ અનિષ્ટ થશે, તો મને તેનું જરાય સુઃખ કે દુઃખ નથી.

જયન્તી મનમાં પ્રસન્ન થઈ. એણે પૂછ્યુંઃ "ત્યારે શેનો વિચાર કરતી હતી?"

"એ જ કે જાઉં તો કદાચ તેઓ મને હવે છોડશે નહિ."

"જો તેને જન્મ પત્રિકાના ફળનો ડર નહિ હોય, તો ભલે નહિ છોડે. અને તારે ચાલી આવવાની જરૂર પણ શું?"

"શું હું રાજાની ડાબી બાજુએ બેસવાને લાયક છું ખરી?"

"હા, એક હજાર વાર. સુવર્ણરેખા કે વૈતરણીને કિનારે મેં સૌથી પ્રથમવાર તને જોઈ હતી ત્યારે તારું જે રૂપ હતું તેના કરતાં આજે તારું રૂપ–યૌવન કેટલું વધ્યું છે, તે તું નથી જાણતી?"

" છિઃ ! "

"તારા ગુણ પણ કેટલા બધા વધ્યા છે, તે ય તું જાણતી નથી. કોણ રાજરાણી તારી બરોબરી કરી શકે એમ છે ! "

" તું મારી વાત ન સમજી ? મારી કહેવાની મતલબ એ હતી કે જે શ્રીદેવીને પાછી બોલાવવાને તેમણે બૂમાબૂમ કરી મૂકી હતી, તે શ્રીદેવી આજે નથી. તારા હાથથી તેનું મૃત્યુ થયું છે. આજે છે, માત્ર તારી શિષ્યા તારી શિષ્યાને લઈને મહારાજાધિરાજ સીતારામ શું સુખી થશે ? અને શું તારી ચેલી પણ મહારાજાધિરાજને લઈને સુખી થશે ? રાજરાણીના કર્તવ્યને યોગ્ય તારી શિષ્યા નથી."

" મારી શિષ્યાને હવે સુખદુઃખ કેવાં ? "

" મારે સુખ દુઃખ નથી, પરંતુ તેમને તો છે. જ્યારે તેઓ જોશે કે તેમની શ્રીદેવી મરી ગઈ છે; એનો દેહ ધારણ કરીને એક સન્યાસિની ફરતી ફરે છે; ત્યારે શું તેમને દુઃખ નહિ થાય ? "

" થાય અને ન પણ થાય. એ બધી વાતનો વિચાર કરવાની જરૂર નથી, જેણે અનન્ત સુન્દર કૃષ્ણચન્દ્રના ચરણ કમલોમાં મન લગાવ્યું છે તેના મનમાં તે સિવાય બીજા કશાને સ્થાન નહિ મળે, એટલું સમજીએ તો બધું કામ સારી રીતે પાર ઉતરશે. ચાલ તારા સ્વામીનું કે પછી તારું, જેનું પણ હોય તેનું મંગળ કરવાનું જ હોય તો અત્યારે જ નીકળી પડીએ."

તરફ આગળ વધ્યો. કિલ્લાના રક્ષણ માટે થોડાક સિપાઈઓને રાખવામાં આવ્યા. આ સિપાઈઓ ગંગારામના તાબા નીચે હતા.

આ ગરબડ ધમાલમાં વાંચકો કંઈ ગરીબ રમાને યાદ કરે ખરા? દુશ્મનોના આગમનનાં સમાચાર જેમ બધાને કાને આવ્યા તેમ તે રમા આગળ પણ આવ્યા, મુરલાએ કહ્યું: "હવે આપ આપના પિતાને ત્યાં જવાની તૈયારી કરો."

રમાએ કહ્યું: "મરવું પડશે તો અહીં જ મરીશ, પણ કલંકને રસ્તે જઈશ નહિ. તું એક વાર ગંગારામની પાસે જા, અને એણે મારા બાળકના રક્ષણ માટે જે વચન આપ્યું હતું તેની તેને યાદ દેવડાવ. એને કહેજે કે એ વચન અનુસાર તે સમયસર આવી તેનો બંદોબસ્ત કરી લે. સાથે સાથે એને એ પણ કહી દેજે કે મારી સાથે કોઈ પણ કારણ સર હવે એને મુલાકાત થઈ શકશે નહિ."

મનને ધીરજ મળે એ હેતુથી રમા નંદાની પાસે જઈ બેઠી. શહેરમાં તે રાત્રિએ કોઈને પણ ઊંઘ આવી નહિ,

હુકમ મુજબ મુરલા ગંગારામની પાસે આવી. અધીં રાત વિતેલી હોવા છતાં પણ ગમગીન ચહેરે ગંગારામ એકલો બેસીને કોઈ ગંભીર ચિંતામાં ડૂબેલો હતો. રત્નની આશામાં એ સમુદ્ર મંથન કરવા જઈ રહ્યો હતો. શું તરીને સહીસલામત એ કિનારા પર પાછો આવી શકશે ખરો? ગંગારામ ઉતાવળિયો હતો. તો પણ તે આ વિષે

કશા નિર્ણય પર આવી શક્યો નહિ. જે કોઇ વિચાર કરીને પણ કોઈ નિર્ણય પર આવી શકે નહિ તેનો છેલ્લો આધાર જગદીશ્વરનો હોય છે. તે એટલું જ કહે છે: "ભગવાન જે કરે તે ખરું!" પણ ગંગારામ એ પણ કહી શક્યો નહિ. જેને પાપ કરવું છે, જે પાપમાં ડૂબેલો છે તે સારી રીતે જાણે છે કે જગદીશ્વર તેનાથી વિમુખ છે જગતનો જે બંધુ, તે તેનો દુશ્મન. આ કારણથી ગંગારામ ઘણો ખિન્ન થઈ ચિંતામાં ડૂબ્યો હતો.

આ સમયે મુરલાએ આવી રમાનો સંદેશો ગંગારામને કહી સંભળાવ્યો.

ગંગારામે કહ્યું: "કહે તો હમણાં જ જઈને બાળકને લઈ આવું."

"તેમ નહિ બને. જ્યારે દુશ્મનો મહેલમાં દાખલ થશે ત્યારે જ તમારે ત્યાં આવીને બાળકની રક્ષા કરવી. રાણીજીની પણ આવી જ ઇચ્છા છે."

"તે સમયે શું થશે તેની કોને ખબર છે? જો બાળકનું રક્ષણ કરાવવું જ હોય, તો અત્યારે જ તેને મારા હાથમાં સોંપી દો."

"હું તેને લઈ આવું તો કેમ?"

"ના, મને ત્યાં જવા દે. મારે પણ ઘણી વાતો રૂબરૂમાં કહેવાની છે."

"બહુ સારું. પોષ મહિનામાં આવજો."

એમ કહી મુરલા હસતી હસતી ચાલી ગઈ. પણ ગંગારામના ઘરમાંથી બહાર નીકળી રસ્તામાં આવી ન આવી ત્યાં તો તેનું હસવું ઉડી ગયું. ભયને લઈને એનો ચહેરો શ્યામ પડી ગયો.

તેણે જોયું તો પ્રભાતકાલિક શુક્રના તારાની તરફ ચમકતી, ત્રિશૂલ ધારિણી બે ભૈરવી મૂર્તિઓ સડક પર ઊભેલી છે. પાર્વતીની દાસીઓ હશે એમ જાણી મુરલાએ તેમને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યા, તે પછી એ હાથ જોડીને તેમની સામે ઊભી રહી.

એક ભૈરવીએ કહ્યું :." તું કોણ છે?"

"હું મુરલા છું. ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં મુરલા બોલી.

" મુરલા કોણ ? "

" નાની રાણીજીની દાસી છું. "

" આટલી મોડી રાત્રે નગર રક્ષકના ઘરમાં કેમ આવી હતી ? "

" મહારાણીએ મને મોકલી હતી. "

" સામે પેલું દહેરું જુએ છે ? "

" હા. "

" અમારી સાથે ત્યાં આવ."

" જેવી આજ્ઞા."

બંને જણી મુરલાને બે ત્રિશૂલની અણી વચ્ચે રાખીને મંદિરમાં લઈ ગઈ.

## ૨૬

તે રાત્રિએ ચન્દ્રચૂડ તર્કાલંકાર જરા પણ ઊંઘ્યો નહિ. આખી રાત તેણે શહેરમાં ફરીને જોઈ લીધું કે શહેરના રક્ષણ માટે કોઈ પણ જાતની તૈયારી કરવામાં આવી નથી. આ વિષે તેણે ગંગારામનું ધ્યાન ખેંચ્યું અને તેને બે-ચાર સખ્ત શબ્દો કહી ઠપકો આપ્યો. લાચાર થઈ તર્કાલંકાર મહારાજ ઉદ્વિગ્ન ચિત્તે કુશાસન ઉપર બેઠો બેઠો સર્વ રક્ષક, વિપદ-ભંજન મધુસૂદનને યાદ કરી રહ્યો હતો, ત્યાં ચાંદશાહ ફકીરે આવીને ગંગારામની ભૂષણની મુલાકાતનો અહેવાલ આપ્યો. આ સાંભળી ચન્દ્રચૂડ કંપી ઊઠયો. એના મનમાં આવ્યું કે આજ ક્ષણે થોડાક સિપાઈઓને સાથે લઈ જઈ તેને કેદમાં નાંખું. પણ પછી યાદ આવ્યું કે સિપાઈઓ એના તાબામાં નથી. તેઓ ગંગારામના તાબામાં છે એટલે

મારું કહ્યું માનશે નહિ. મૃણમય હાજર હોત તો કંઈ પણ ધાંધલ થાત નહિ. કારણ, સિપાઈઓ મૃણમયની આજ્ઞા માનતા હતા. મૃણમય યે બહાર મોકલી તેણે સત્યાનાશને આમંત્ર્યું હતું તે વાત તેના ધ્યાનમાં આવતાં જ તેના શોકનો પાર ન રહ્યો અને એ દુઃખી બની ચૂપચાપ થઈ પાછો અસુર નિકન્દન શ્રી હરિનું ધ્યાન ધરતો બેઠો હતો. તેટલામાં તેણે એકાએક કોઈ ખૂબસૂરત ત્રિશૂલધારિણી ભૈરવીને ઊભેલી જોઈ.

આશ્ચર્યથી ચન્દ્રચૂડે પૂછ્યું: "મા, આપ કોણ છો?"

"બાબા!" ભૈરવીએ જવાબ આપતાં કહ્યું: "શત્રુઓ સમીપ છે. છતાં આ શહેરના રક્ષણ માટે કેમ કંઈ કરવામાં આવતું નથી? હું તમને એ પૂછવા માટે આવી છું."

એ ભૈરવી જયન્તી હતી.

પ્રશ્ન સાંભળી ચન્દ્રચૂડનું આશ્ચર્ય વધ્યું. તે બોલ્યો: "શું મા, આપ આ શહેરની રાજ્યલક્ષ્મી છો?"

"હું જે હોઉં તે. પહેલાં મારા પ્રશ્નનો જવાબ આપો, નહિ તો તમારું અહિત થશે."

"મા! મારાથી કંઈ પણ થઈ શકે એમ નથી. હું લાચાર છું. શહેરના રક્ષણની જવાબદારી રાજા કોટવાળને શિરે મૂકી ગયા છે. કોટવાળ પોતાની ફરજ બજાવતો નથી. સૈનિકો મારા તાબામાં નથી. હું શું કરું. આજ્ઞા આપો?"

"કોટવાળની કંઈ વાત તમે જાણો છો? એના વિશ્વાસઘાતની વાત તમે સાંભળી કે નહિ?"

"સાંભળી છે, તે તુરાબખાં પાસે ગયો હતો એ જ ને? મને ભય રહે છે કે તે યવનોના હાથમાં નગર સોંપી દેશે. મેં મૂર્ખાઈને વશ બનીને આ વિશે સાવચેતી રાખી નહિ. મા, આપ આ નગરના રાજલક્ષ્મી છો, કૃપા કરી આ દાસને દર્શન આપવા માટે ભૈરવી વેષે પધાર્યા છો. મા, આપ તેજસ્વિની બનીને આપની આ નગરીનો બચાવ કરો."

એમ કહી ચન્દ્રચૂડે હાથ જોડી ભક્તિભાવથી જયન્તીને પ્રણામ કર્યા.

"તો, હું આ શહેરની રક્ષા કરીશ." એમ કહીને જયન્તી ત્યાંથી ચાલી ગઈ. ચન્દ્રચૂડના મનમાં કંઈક ધીરજ આવી.

જયન્તીને પણ તેની પોતાની આશા ઉપરાંત ફત્તેહ મળતી હતી. શ્રીદેવી બહાર ઊભી હતી. તેને લઈ જયન્તી ગંગારામના ઘર તરફ ચાલી.

## ૨૭

મુરલાના ચાલી જવા પછી ગંગારામને ચોતરફ અંધકાર ને અંધકાર જ જણાવા લાગ્યો. જેને માટે એ આ દુઃખના દરિયામાં ડુબકી મારતો હતો તે તેને ચાહતી નહોતી. આંખ મીંચીને તે સમુદ્રમાં કૂદી પડ્યો હતો. શું એને એમાંથી રત્ન મળશે કે નહિ? કે પછી ડૂબી મરવું પડશે? ચોતરફ અંધકાર છે. અત્યારે કોણ તેનો ઉદ્ધાર કરશે?

એકાએક ગંગારામનું શરીર રોમાંચિત થઈ ગયું. દરવાજા પર પ્રભાતકાલિક તારાની તરહ ચમકતી, ત્રિશૂલ–ધારિણી એક મૂર્તિને તેણે ઊભેલી જોઈ, એના શરીરની જ્યોતિથી દીવાનું તેજ ઝાંખું પડી ગયેલું જણાયું. સાક્ષાત્ ભવાની માતા પૃથ્વી પર પધાર્યાં છે એમ જાણી ગંગારામે પણ મુરલાની જેમ ઝૂકીને એને હાથ જોડી પ્રણામ કર્યા. એ

બોલ્યો : "આ દાસને આપ શું હુકમ ફરમાવો છો?"

જયન્તીએ કહ્યું : "બેટા તારી પાસે કંઈક ભિક્ષા માંગવા માટે આવી છું."

"આપ જે કંઈ માંગશો તે આપવા આ સેવક તૈયાર છે. આજ્ઞા કરો."

"મને એક ગાડી દારૂ અને ગોળા આપ; અને સાથે એક ચુનંદો ગોલંદાજ પણ આપ."

ગંગારામ વિચારમાં પડી ગયો. વિચાર્યું "આ કોણ છે? ફરી પૂછ્યું : "મા, આપ દારૂગોળો લઈ શું કરશો?"

"ભગવાનનું કામ કરીશ."

ગંગારામના મનમાં શંકા ઉપજી આ કોઈ દેવી હોય તો એને વળી દારૂગોળાનું શું કામ? જો એ માનવી હોય તો એને દારૂગોળો અપાય જ કેમ? કોણ જાણે કોની દૂતી હશે! આમ તર્કવિતર્ક કરી ગંગારામે પૂછ્યું : "મા, તમે કોણ છો?"

"હું જે હોઉં તે, રમા અને મુરલાની બધી વાતો હું જાણું છું. એ સિવાય તારા ભૂષણ જવાની અને ત્યાંની વાતચીતની પણ મને જાણ છે. માટે હું જે માગું છું તે મને આજ ક્ષણે આણી આપ. નહિ તો આ ત્રિશૂલથી તારો પ્રાણ હરી લઈશ."

આમ બોલીને એ તેજસ્વિની ભૈરવીએ પોતાનું ચમકતું

ત્રિશૂલ ઊંચક્યું અને તેને ગંગારામ તરફ તાક્યું.

ગંગારામ ઠંડોગાર થઈ ગયો. "આવો, આપું છું." કહી તે ભૈરવીને લઈ શસ્ત્રાગારમાં ગયો. જયન્તીએ જે જે માગ્યું તે તમામ તેણે તેને આપ્યું. અને પ્યારેલાલ નામના એક ગોલંદાજને પણ આપ્યો. જયન્તીને વિદાય કરી ગંગારામે કિલ્લાનો દરવાજો બંધ કરાવ્યો, જેથી તેની રજા વગર કોઈ આવજા કરી શકે નહિ.

દારૂગોળો લઈને જયન્તી અને શ્રીદેવી કિલ્લાની બહાર જ્યાં રાજમહેલનો ઘાટ હતો ત્યાં ગયા. ત્યાં તેમણે એક મજબૂત, કદાવર, દેખાવડા પુરુષને બેઠેલો જોયો.

બે ભૈરવીઓમાંની એક દારૂગોળાની ગાડી અને ગોલંદાજને સાથે લઈ થોડેક દૂર જઈ ઊભી રહી, જ્યારે બીજી પેલા સુંદર પુરુષ પાસે ગઈ અને તેને પૂછવા લાગી: "તમે કોણ છો?"

એણે કહ્યું: "હું ગમે તે પણ તમે કોણ છો?"

"જો તમે કોઈ વીર પુરુષ હો તો આ દારૂગોળો હું તમને આપું છું. એનાથી તમે નગરનું રક્ષણ કરો."

આ સાંભળી તે માણસ અજબ થયો. એ દેવી જ છે એમ સમજી તેણે તેને પ્રણામ કર્યા. થોડીવાર વિચાર કરી નિસાસો નાંખી તે બોલ્યો: "તેનાથી મને શું મળશે?"

"તારે શું જોઈએ છે?"

"શહેરનું રક્ષણ કરું તો મારે જે જોઈએ છે તે મળશે ખરું?"

"હા, મળશે."

એટલું બોલી જયન્તી ત્યાંથી એકાએક જ લોપ થઈ ગઈ.

# ૨૮

ચન્દ્રચૂડ ઠાકુરને તે રાત્રે ઊંઘ આવી નહોતી તે આગળ જણાવી ગયા છીએ. વહેલી સવારે તે રાજમહેલની સૌથી ઊંચી અગાસી ઉપર ચઢયો અને ચોતરફ જોવા લાગ્યો. બરાબર સામે, નદીને પેલેપાર, સંખ્યાબંધ હોડીઓ એકઠી થયેલી તેની નજરે પડી. કિનારા પર ઘણાં માણસો હોય એમ પણ જણાતું હતું. હજી અજવાળું થયું નહોતું. તેથી એ માણસો કોના હતાં તેનો નિર્ણય તે કરી શકયો નહિ. એટલે તેણે ગંગારામને તેડવા માટે માણસ મોકલ્યો.

ગંગારામ આવી રાજમહેલની તે ઊંચી અટારી ઉપર હાજર થયો. ચન્દ્રચૂડે તેને પૂછયું: " નદીની પેલેપાર આટલા બધા માણસો શા માટે ભેગાં થયાં છે ? "

" હું શું જાણું ! " ગંગારામે જવાબ આપ્યો.

"જો, કિનારા ઉપર ઘણાં માણસો છે. આ બધા લોકો અને આટલી બધી હોડીઓ આવી ક્યાંથી?"

"મને તેની ખબર નથી."

વાત કરતાં કરતાં અજવાળું થયું. એના પ્રકાશમાં જણાયું કે પેલા બધા માણસો સૈનિકો હતા. તેમને જોઈ ચન્દ્રચૂડ બોલ્યો: "ગંગારામ! સત્યાનાશ થયું! આપણા જાસૂસોએ આપણને દગો દીધો છે આ તો તેઓને કોઈ બનાવી ગયું છે. આપણે દક્ષિણ રસ્તે સૈન્ય મોકલ્યું છે. પણ તેમનું સૈન્ય તો આ રસ્તાથી આવી રહ્યું છે. સર્વનાશ થઈ ગયું! હવે કોણ રક્ષણ કરશે?"

"કેમ, તો પછી અહીં હું શું કામનો?" ગંગારામે જવાબ આપ્યો.

"આટલા મોટા સૈન્ય સામે તું થોડાક સિપાઈઓને લઈને શું કરશે? વળી તું કિલ્લાના રક્ષણ માટે પણ કંઈ વ્યવસ્થા કરતો નથી. કાલે મેં તને એ વિશે ઠપકો આપ્યો ત્યારે તેં મને કેટલા સખ્ત શબ્દો સંભળાવ્યા હતાં? હવે આ જોખમદારી કોણ માથે લેશે?"

"આટલા બધા ગભરાવ નહિ. સામે પાર આપ જે સૈન્ય જોઈ રહ્યા છો તેમાં કંઈ વધુ સિપાઈઓ નથી. આ ગણીગાંઠી નૌકાઓમાં આવી આવીને કેટલા માણસો આ પાર આવી શકશે? હું સૈન્ય લઈને કિનારા ઉપર ઊભો રહું છું. જેવા તેઓ આ પાર આવવાનો પ્રયત્ન કરશે કે તુરતજ

હું તેમના પર તૂટી પડી તેમનો કચ્ચરઘાણ વાળી નાંખીશ. ”

ગંગારામની એવી દાનત હતી કે એક વાર યવનોને સહીસલામત આ કાંઠે ઊતરી જવા દેવા, પછી પોતે સૈન્ય લઈ બહાર પડવું. એટલે દરવાજો ખુલ્લો જોઈ દુશ્મનનું સૈન્ય વિના હરકતે કિલ્લામાં ઘૂસી જશે. હું તેમના માર્ગમાં અંતરાય ન નાંખીશ. કાલે જોયેલી મૂર્તિ તેને યાદ આવી. એ કેવી ભયંકર હતી, એ કોણ હતી તે એ જાણી શક્યો નહિ.

ચન્દ્રચૂડ તેની ગત સમજી ગયો હતો. તોપણ તે બોલ્યોઃ “ તો હવે ઉતાવળ કર, સૈન્ય લઇ બહાર પડ. ઢીલ ના કર. બધી નૌકાઓ સિપાઈઓનો બોજ લઈ છૂટવાની તૈયારીમાં જણાય છે. ”

આ સાંભળી ગંગારામ ત્વરાથી અગાસી ઉપરથી નીચે ઊતર્યો. લગભગ પચાસ હોડીઓમાં બેસીને પાંચસોથી છસો સિપાઈઓ આ તરફ આવવા નીકળ્યા હતા. ચન્દ્રચૂડ ભય પામીને તેમને જોઈ રહ્યો, અને ગંગારામ તેમનો સામનો કરવા ક્યારે બહાર નીકળી પડે છે તેની રાહ જોવા લાગ્યો. સિપાઈઓ તૈયારી કરતા હતા, ફરતા હતા, કવાયત કરતા હતા, પરંતુ બહાર કૂચ કરતા નહોતા. આ જોઈ ચન્દ્રચૂડ અફસોસ કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યો શા માટે મેં ગંગારામ પર વિશ્વાસ મૂકયો ? શા માટે હું અન્ધ રહ્યો ? હવે એ ફળ કોને ભોગવવાનું ? હાય પ્રભુ ? શું થશે ! પેલી જ્યોતિર્મયી રાજલક્ષ્મી ક્યાં છે ? તેણે પણ શું મને દગો

દીધો ? ગંગારામને શોધવાના ઇરાદાથી ચન્દ્રચૂડ અગાસી ઉપરથી નીચે ઊતરવાની તૈયારી કરતો હતો ત્યાં તોપનો એક મોટો ધડાકો થયો. આ ધડાકો દુશ્મનોની હોડીમાંથી થયો હોય એમ તેને ન લાગ્યું કારણ તેમની હોડીઓમાં તેણે તોપો જોઈ નહોતી. વળી તેમની એક પણ હોડીમાંથી તોપનો ધુમાડો નીકળતો જોવામાં ન આવ્યો. એટલું જ નહિ પણ જે વખતે તોપનો ધડાકો થયો, તે જ વખતે દુશ્મનોની એક હોડી પાણીમાં ડૂબતી ચન્દ્રચૂડની નજરે પડી, એ હોડીમાંના સિપાઈઓ તરતા તરતા બીજી હોડીમાં ચઢવાનાં ફાંફાં મારી રહેલા દેખાયા.

"તો શું આ અમારી તોપ છે ?"

પોતે ઉઠાવેલા આ પ્રશ્નનો ઉત્તર મેળવવા ચન્દ્રચૂડે ચોતરફ નજર ફેરવી જોવા માંડયું. એણે જોયું તો કિલ્લામાંથી એક પણ સિપાઈ બહાર નીકળેલો જણાયો નહિ. કિલ્લાની સામે જ્યાં જ્યાં તોપો ગોઠવવામાં આવી હતી ત્યાં પણ એકે સિપાઈ હાજર નહોતો. તો પછી તોપ ફોડી કોણે ?

ચન્દ્રચૂડ ચોતરફ ફરી ફરીને જોવા લાગ્યો કે કોઈ જગ્યાએ પણ ધુમાડો દેખાય છે કે નહિ ? કિલ્લાની સામે જ્યાં રાજમહેલનો ઘાટ હતો, ત્યાંથી નીકળી ધુમાડાના ગોટા આકાશમાં પવન સાથે ધસડાતા તેની નજરે પડયા.

તે ઉપરથી ચન્દ્રચૂડને ખ્યાલ આવ્યો કે ઘાટ પર

ઝાડની નીચે એક તોપ પડેલી હતી. સીતારામે એ તોપ એટલા માટે મુકાવેલી હતી કે કોઈ શત્રુની હોડી આ પાર આવવાનો પ્રયત્ન કરે તો એને તેનાથી નિષ્ફળ બનાવી દેવા. અત્યારે કોઈ એ તોપને ચલાવી રહ્યું છે એ નક્કી જ છે. પણ એ કોણ હશે? ગંગારામનો એક પણ સિપાઈ હજુ બહાર નીકળ્યો નહોતો. દરવાજો હજુ પણ બંધ હતો. મૃણમયના સિપાઈઓ બહુ દૂર ચાલી ગયા છે. આ તોપ આગળ મૃણમય કોઈ માણસ મૂકી ગયો હોય તે પણ બનવાજોગ નહોતું. કારણ કિલ્લાના રક્ષણનો ભાર તો ગંગારામ ઉપર હતો. બહારના કોઈ માણસે એ છોડી હોય એવો પણ સંભવ નહોતો. કારણ બહારના માણસને દારૂગોળો મળે ક્યાંથી? તેમજ બહારનો માણસ આવું અચૂક નિશાન પણ ન કરી શકે? આ નિશાન તો કોઈ હોશિયાર ગોલંદાજનું જણાય છે. આ કોનું કામ હશે તે ચન્દ્રચૂડ વિચારી રહ્યો હતો ત્યાં તો એક બીજો ધડાકો થયો, ફરી ધુમાડાથી આકાશ છવાઈ ગયું. ફરી પાછી દુશ્મન સૈનિકોની એક હોડી પાણીમાં ડૂબી ગઈ.

"શાબાશ! શાબાશ!" બોલતો બોલતો ચન્દ્રચૂડ તાળીઓ પાડવા લાગ્યો. "જરૂર એ પેલી મહારાણી જ હશે! કાલિકા માતાએ જ આ નગરનાં રક્ષણનો ભાર માથે લીધો લાગે છે! જય લક્ષ્મીનારાયણજી! જય કાલી! જય લક્ષ્મી!" પણ ચન્દ્રચૂડનો આ આનંદ વધુ વાર ટક્યો નહિ. તેણે ભય સાથે જોયું કે જે હોડીઓ આગળ નીકળી આવી હતી. એટલે કે જેમાંથી ગોળીઓ છોડી હોય તો કિનારા સુધી પહોંચે એવો સંભવ હતો, તેમાં બેઠેલા

સિપાઈઓએ કિનારા તરફ લક્ષ્ય તાકી બંદૂકો છોડવા માંડી. ધુમાડાથી નદી પર એકાએક અંધકાર છવાઈ ગયો. બંદૂકના અવાજથી કાન પણ બહેર મારી ગયા. ચન્દ્રચૂડ વિચારવા લાગ્યો કે: જો અમારો રક્ષક કોઈ દેવ હશે તો એને આ ગોળીઓનો વરસાદ શું કરી શકવાનો હતો ? અને કદાચ જો એ કોઈ માનવી હશે, તો પછી અમારું આવી બન્યું, ગોળીઓના આ ભીષણ મારા સામે કોઈ મનુષ્ય ટકી શકે એમ નથી."

ફરી પાછો પેલી તોપમાંથી ધડાકો થયો. પુનઃ દશે દિશાઓ કંપાયમાન બની. ધુમાડાના ગોટેગોટાથી આકાશ છવાઈ ગયું, પાછી સિપાઈઓથી ભરેલી એક હોડી ડૂબી ગઈ.

પછી એક બાજુ એક તોપ અને બીજી બાજુએ સેંકડો યવન સિપાઈઓ, એમ બે વચ્ચે ભયંકર સંગ્રામ મચી રહ્યો. અવાજ ઘોંઘાટથી કાન પણ ફાટી જવા માંડયા, એ તોપમાંથી ઇન્દ્રના વજ્રની જેમ ગંભીર, તીવ્ર, ભીષણ શબ્દ નીકળવા લાગ્યા, ધુમાડાથી નદીનો વિશાળ પટ એવો છવાઈ ગયો કે રાજમહેલની અગાસી ઉપર ઊભેલા ચન્દ્રચૂડને ધુમાડાના તોફાની સમુદ્ર સિવાય બીજું કશું ત્યાં જણાતું નહોતું. તોપની ભયંકર ગર્જનાઓથી તે એટલું તો અવશ્ય સમજી શકયો કે હિન્દુ ધર્મની રક્ષા કરનારી પેલી દેવી હજુ જીવતી છે. ચન્દ્રચૂડ આંખો ફાડી ફાડીને એ ધુમાડાના સમુદ્રમાં કયાંય પોલાણ હોય તો આ અજબ જેવી લડાઈનું પરિણામ શું આવ્યું તે જોવા ફાંફાં મારી રહ્યો હતો.

ધીરે ધીરે અવાજ મંદ પડવા માંડયો. પવનના વહેવાથી ધુમાડો ઉડી જવા લાગ્યો. ટૂંક સમય પછી તો ચન્દ્રચૂડને તે જળમય રણક્ષેત્ર બરાબર સાફ સાફ જણાવા લાગ્યું. ભાંગીતૂટી હોડીઓનાં ઉંધા ચત્તાં ફાલકાં નદીમાં તણાતાં તેના જોવામાં આવ્યાં. નદીમાં મુએલા અને જીવતા સિપાઇઓના દેહ તોફાન શાન્ત થયા પછી કોઇ વાડીમાં જેમ ફળ, ફૂલ, પાતરાં, ડાંખળાં વગેરે વેરવિખેર પડયા હોય તેવા નજરે પડતા હતા. કોઇના શસ્ત્રો, કોઇના વસ્ત્રો તો કોઇનાં દેહ તણાઇ જતાં હતાં. કોઈક તો વળી જીવ બચાવવાને માટે તરતું પણ જણાતું હતું. જે થોડીક હોડીઓ બચી ગઇ હતી, તેના ખલાસીઓ સિપાઇઓ ભેગા જીવ પર આવી હલેસાં મારતા મારતા સામા કિનારા તરફ ભાગતા હતા. વજ્રના એક જ પ્રહારથી ઘાયલ થયેલી રાક્ષસ સેનાની જેમ દુશ્મનોની સેના લડાઈ છોડીને નાસી ગઇ.

આ જોઇ મુખ ઊંચું કરી, હાથ જોડી ચન્દ્રચૂડે સજલ નયને ગદ્દગદ્દ સ્વરમાં કહ્યું: “ જય જગદીશ્વર! જય દૈત્યદમન! ભક્તતારન! ધર્મરક્ષક હરિ! આજે આપે મોટી કૃપા કરી! આજે કાં તો આપે પોતે શરીર ધારણ કરી યુદ્ધ કર્યું કે પછી સ્વયં આ નગરની રાજલક્ષ્મીએ યુદ્ધ કર્યું છે. અથવા આપનો સેવક સીતારામ આવી પહોંચ્યો હોવો જોઇએ, તમારા તે ભક્ત સિવાય મનુષ્યનું ગજું નથી કે આવું યુદ્ધ કરી શકે. ”

## ૨૯

તોપ અને બંદૂકના ધડાકા – ફડાકા સાંભળી ગંગારામે મનમાં વિચાર્યું: "આ શું? કોણ લડાઈ કરે છે? પેલી ડાકિની તો નહિ? તે શું કોઈ દેવી છે? સાચી વાત શું છે તેની ખબર મેળવવા માટે ગંગારામે એક જમાદારને મોકલ્યો. જમાદાર બહાર પડ્યો. તે દિવસે આ પહેલવહેલો જ દરવાજો ઉઘાડવામાં આવ્યો હતો.

પાછા આવી જમાદારે સમાચાર આપ્યા કે "યવનો લડાઈ કરે છે."

ગંગારામે ગુસ્સે થઈને કહ્યું: "એ તો હું પણ જાણું છું, પણ તેઓ કોની સાથે લડાઈ કરી રહ્યા છે?"

"કોઈની સાથે નહિ."

આ મૂર્ખાઈ ભરેલા જવાબ સાંભળી ગંગારામ હસી પડ્યો. તે બોલ્યો : "એમ કંઈ બની શકે ? તોપ કોણ ફોડે છે ?"

"હજુર, કોઈ નહિ."

"ગંગારામનો પિત્તો ઉછળ્યો. બોલ્યો : "તોપનો અવાજ નથી સાંભળતો ?"

"સાંભળું છું."

"તો પછી, કહેને કે એ કોણ ફોડી રહ્યું છે ?"

"એ હું જોઈ શક્યો નહિ."

"કેમ, તારી આંખો ક્યાં હતી ? ફૂટી તો ગઈ નથી ને ?"

"ના."

"તો તું કેમ એ જોઈ શક્યો નહિ ?"

"તોપ જોઈ છે – બાટની તોપ છે."

"ઠીક, કોણ ફોડે છે ?"

"ઝાડનાં પાંદડાંઓ."

"તું પાગલ તો બની ગયો નથી ને ? ઝાડનાં પાંદડાઓ તે વળી તોપ ફોડતાં હશે ?"

"ત્યાં તો હું કોઈને પણ જોઈ શક્યો નથી. ઝાડની કેટલીક ડાળીઓ તેમજ પાંદડાઓની ઓથે એક તોપને જ હું જોઈ શક્યો છું."

"જો એમ હોય તો પછી ડાળીઓ તેમજ પાનની આડમાં રહીને કોઈ તોપ ચલાવી રહ્યું હશે? ગમે તે એ તોપ ફોડતું હશે તો પણ એમાં શંકા નથી કે એ ફોડનારો માણસ ચતુર અને બુદ્ધિશાળી છે. સિપાઈઓ એને જોઈ શકતા નથી, તો પણ પોતે ઝાડ પાછળ રહી તેમની ઉપર નિશાન તાકી શકે છે. ઝાડ પાછળ કોણ છૂપાયું છે તે તું કેમ જોઈ આવ્યો નહિ?"

"ત્યાં કંઈ જવાય ખરું?"

"કેમ?"

"ત્યાં તો ગોળીઓનો વરસાદ વરસી રહ્યો છે."

"ગોળીઓથી આટલો ડરે છે તો પછી લડાઈ કરવા આવ્યો છે શું કામ?"

આમ કહીને ગંગારામે તેની પાઘડી, પોષાક, પટો વગેરે કાઢી લેવાનો એક નોકરને હુકમ કર્યો.

લડાઈનો સંભવ જોઈ મૃણ્મયે કેટલાક હિંદુસ્તાનીઓને ખાસ ચૂંટી ચૂંટીને સૈન્યમાં નોકરીએ રાખ્યા હતા. એમાંના કેટલાક કિલ્લાના રક્ષણ માટે રાખવામાં આવ્યા હતા. એ સિપાઈઓમાંના ચાર સિપાઈઓને ગંગારામે આજ્ઞા ફરમાવી: "ઘાટ પર જ્યાં તોપ મૂકવામાં આવી છે ત્યાં જઈ જે તોપ ચલાવી રહ્યું છે તેને પકડી લાવો."

એ ચાર સિપાઈઓ જ્યારે તોપની પાસે આવ્યા

ત્યારે લડાઈ ખતમ થઈ ચૂકી હતી, જે સિપાઈ ઓ બચ્યા હતા તેઓ નાસભાગમાં પડ્યા હતા. સિપાઈઓએ ઝાડની ડાળ પાછળ જઈ જોયું તો તોપની પાસે એક માણસ મરેલો પડ્યો હતો, જ્યારે બીજો જામગરી હાથમાં લઈ જીવતો બેઠેલો હતો, તે જુવાન અને સશક્ત હતો, તેણે ધોતિયાનો કાછડો માર્યો હતો. તેના શિર પર લોખંડનો ટોપ હતો. તેનું આખું શરીર દારૂ તથા રાખથી કાળું થઈ ગયું હતું. ચારે સિપાઇઓએ આવી તેને પકડી લીધો.

"એકે કહ્યું: "તું કોણ છે?"

એ બોલ્યો: "શું છે ભાઈ!"

"તું અહીં બેસીને શા માટે તોપ ફોડી રહ્યો હતો?"

"કેમ, ભાઈ, એમાં કંઈ વાંક છે? શું તમે લોકો યવનો સાથે મળી ગએલા છો?"

"અરે! દુશ્મનો આવશે તો અમે લોકો તેમને નસાડી દઈશું, તું શા માટે નકામી મહેનત લે છે? તારે હજુરમાં આવવું પડશે."

"કોની પાસે જવું પડશે?"

"કોટવાળ પાસે. એમના હુકમથી જ અહીં અમે તપાસ કરવા આવ્યા છીએ."

"ઠીક ત્યારે ચાલો. પણ પહેલાં શત્રુઓને વિદાય તો થવા દો, એ લોકોમાંનો એક પણ અહીં હશે ત્યાં

સુધી હું તમારી સાથે આવી શકું એમ નથી. માટે એ લોકો જાય તેટલા વખતમાં તમે આ બાજુમાં મરણ પામેલો માણસ કોણ છે તેની તપાસ કરો. તે કોણ છે તે તમારી ઓળખાણમાં આવે છે ખરો?"

એ માણસને જોઈને સિપાઇઓએ કહ્યું: "હા, અમે લોકો એને ઓળખીએ છીએ, એ અમારો ગોલંદાજ પ્યારેલાલ છે. પણ એ અહીં કેવી રીતે આવ્યો?"

"ત્યારે પ્રથમ એને કિલ્લામાં લઈ જાઓ, હું આવું છું."

સિપાઇઓ અંદર અંદર વાત કરવા લાગ્યા: "આ માણસ ઠીક કહે છે. જે તોપની પાસે છે એને જ લઈ જવાનો આપણને હુકમ છે. આ શબ તોપની પાસે છે એટલે આપણે એને જ લઈ જઈએ."

પણ હિંદુ સિપાઈઓ શબને કેવી રીતે સ્પર્શે? એટલે તેમણે મસલત કરીને એક સિપાઈને ઢેડને બોલાવવા મોકલ્યો, અને બાકીના ત્રણે જણા તેના આવવાની રાહ જોવા લાગ્યા.

આ બાજુ પેલા જુવાન માણસે જોયું કે બધા દુશ્મનો નાસી ગયા છે અને કિનારા પર હવે કોઈ પણ નથી ત્યારે તેણે સિપાઈઓને કહ્યું: "ચાલો ભાઈ, તમારા કોટવાળને જરા સલામ કરી આવીએ." આથી પેલા સિપાઈઓ તેને પકડીને લઈ ગયા.

જ્યાં આગળ કિલ્લાના રક્ષણ માટેના સૈનિકો જમા થયેલા હતા, જ્યાં ભય પામીને ભેગાં મળેલાં નગરવાસીઓ કીડીના દળની જેમ ઉભરાયાં હતાં, ત્યાં એ સિપાઇઓએ એને લાવીને ખડો કરી દીધો.

એકાએક જયધ્વનિથી આકાશ ગાજી ઊઠ્યું. ત્યાં ભેગા થએલા સૈનિકો અને શહેરીઓ તે માણસને જોતાં જ એકસામટા મોટેથી બૂમ મારી ઊઠ્યા: "જય, મહારાજાધિરાજની જય!"

"જય મહારાજાની જય!"

"જય, શ્રી સીતારામરાય રાજાબહાદુરની જય!"

"જય લક્ષ્મીનારાયણજીની જય!"

ચન્દ્રચૂડ દોડી આવીને દારૂગોળાથી ખરડાયલા તે મહાપુરુષને ભેટી પડ્યો.

તે માણસે પણ તેની પદરજ લીધી. ચન્દ્રચૂડે કહ્યું: "લડાઇનો રંગ જોતાં જ હું સમજી ગયો હતો કે આપ આવી ગયા હશો. આપના સિવાય આ મનુષ્યલોકમાં બીજા કોઇનું પણ અચૂક નિશાન નથી. અત્યારે વધુ વાતચીત કર્યા સિવાય પહેલાં ગંગારામને કેદ કરવાની આજ્ઞા આપો.

સીતારામે તે મુજબની આજ્ઞા આપી. સીતારામને જોઇને ગંગારામ નાસવાની પેરવીમાં પડ્યો હતો, પરંતુ તેને તુરત પકડવામાં આવ્યો, અને સીતારામની આજ્ઞાથી તેને કેદમાં પૂરવામાં આવ્યો.

## ૩૦

પછી કિલ્લા ઉપર જ્યાં જ્યાં તોપો ગોઠવી હતી અને બીજે જ્યાં જ્યાં એની જરૂર જેવી જણાઈ ત્યાં ત્યાં સૈનિકો ગોઠવી અને મૃણ્મયની ખબર કાઢવા માણસ રવાના કરી, સીતારામ સ્નાન વગેરે કરવાને ગયો, સ્નાન બાદ એ ચન્દ્રચૂડની સાથે એકાંતમાં વાતચીત કરવા લાગ્યો. ચન્દ્રચૂડ બોલ્યો: "મહારાજ આપ ક્યારે આવ્યા? આપના આગમનને અમે લોકો કેમ ન જાણી શક્યા? આપ એકલા કેમ આવ્યા? નોકર-ચાકરો ક્યાં છે? રસ્તામાં આપના પર કંઈ વિત્યું તો નથી ને?"

સીતારામે કહ્યું: "મારી ગેરહાજરીમાં નગરના શા હાલ છે તે જોવા હું એકલો જ છૂપા વેષે આગળ નીકળી આવ્યો હતો. અહીં આવીને મેં જોયું તો નગર ચોતરફથી રક્ષણ વગરનું માલૂમ પડ્યું. એ શા માટે આવી સ્થિતિમાં

હતું તેનું કારણ હવે થોડું થોડું મારી સમજમાં આવે છે. કિલ્લામાં દાખલ થવા ગયો તો દરવાજો બંધ જોવામાં આવ્યો. મળસકુ થવા આવ્યું હતું એટલે ત્યાંથી પાછો ફરી નદી કિનારે આવ્યો, અને જોયું તો દુશ્મનોને હોડીમાં બેસી આ તરફ આવતા જોયા. કિલ્લાના રક્ષકો બચાવ માટે કોઈ પણ પ્રકારનો પ્રયત્ન કરતા નહોતા, તે જોઈ મારાથી જે કંઈ બની શક્યું તે મેં કર્યું."

"જે આપે કર્યું તે કાર્ય આપ એકલા જ કરી શકો એમ છો. બીજા કોઈની આ કામ કરવાની મજાલ નહિ. પણ આપ દારૂગોળો ક્યાંથી લાવ્યા ?"

"એક દેવીએ મને દારૂ ગોળો અને એક ગોલંદાજ લાવી આપ્યો હતો."

"દેવી! મને પણ તેનાં દર્શન થયાં હતાં. એ આ નગરની રાજલક્ષ્મી છે. તે ક્યાં ગઈ?"

"મને દારૂ ગોળો આપીને અન્તર્ધ્યાન થઈ ગઈ, હવે આ થોડા મહિનાના સમાચાર મને કહો."

પોતાને જે જે વાતો માલૂમ હતી તે બધી ચન્દ્રચૂડે સીતારામને કહી સંભળાવી. તે પછી એ બોલ્યો : "આપ જે કાર્ય માટે દિલ્હી ગયા હતા તેનો વૃત્તાંત કહો."

"કામ સફળ થઈ ગયું છે. બાદશાહના લાભનું કોઈ કામ મેં કરી આપ્યું, તેથી રાજી થઈને તેણે મને બાર-

ભૌમિકની જાગીર આપી છે, સાથે મહારાજાધિરાજના ઈલ્કાબની સનદ પણ આપી છે. બહુ દિલગીરીની વાત છે કે આપણને આ સમયે ફોજદારની સાથે વિરોધ થયો છે. કારણ, ફોજદાર સૂબેદારને આધીન છે અને સૂબેદાર બાદશાહને આધીન છે. એટલે ફોજદારની સાથે વિરોધ કરવો એ બાદશાહની સાથે વિરોધ કરવા જેવું થયું. જેણે મારા ઉપર આટલી બધી કૃપા દર્શાવી છે તેની સામે હથિયાર ઉઠાવવા એ સત્યની કૃતઘ્નતા છે. આત્મરક્ષા કરવી એ તો બધાનું કર્તવ્ય છે, પરંતુ આત્મરક્ષા સિવાય ફોજદારની સામે યુદ્ધ છેડવું એ મારે માટે અયોગ્ય છે. માટે જ આ વિરોધ થયો છે તેને હું મારું મોટું દુર્ભાગ્ય સમજું છું."

"આપણે માટે એ મંગલદાયક છે હિન્દુ માત્ર માટે મંગલદાયક છે. કારણ, આપ પોતે જ જો વિધર્મિઓનો પક્ષપાત કરશો, તેમના શરણમાં માથું નમાવશો તો પછી હિન્દુઓનું રક્ષણ કોણ કરશે? હિન્દુઓને ઊભા રહેવાનું કયું ઠેકાણું મળશે? એ આપનું પોતાનું પણ સૌભાગ્ય સમજો; કારણ, જે હિંદુ ધર્મનો પુનરૂદ્ધાર કરશે તે જ મનુષ્યોમાં યશસ્વી અને સૌભાગ્યશાળી ગણાશે."

"મૃણ્મયના સમાચાર ન મળે ત્યાં સુધી શું કરવું અને શું નહિ, તે નક્કી ન કહી શકાય."

સાંજ પછી મૃણ્મય તરફથી સમાચાર મળ્યા. પીર-

બક્ષખાં નામનો ફોજદારનો એક સેનાપતિ અર્ધું સૈન્ય લઈને આવી રહ્યો હતો. માર્ગમાં જ મૃણ્મયને તેની સાથે મુલાકાત થઇ ગઈ. બંને સૈન્ય સાથે આથડી પડ્યા. મૃણ્મયના અસાધારણ સાહસ અને કૌશલ્ય આગળ એ સૈન્ય સાથે હારી ગયો, અને લડાઈમાં માર્યો ગયો. વિજયી મૃણ્મય સૈન્ય સહિત પાછો આવી રહ્યો હતો.

## ૩૧

જયન્તીએ કહ્યું : "શ્રીદેવી, હવે શું જોઈ રહી છે? અત્યારે જ સ્વામીની સાથે મુલાકાત કરી લે!"

"શું તે માટે હું અહીં આવી છું?"

"બધા માણસોમાં સૌથી શ્રેષ્ઠ રાજર્ષિ હોય છે. રાજાને રાજર્ષિ કેમ બનાવતી નથી?"

"શું મારામાં એ શક્તિ છે?"

"હા. તારે હાથે એ મહાન કાર્યની સિદ્ધિ થશે એવી મારી ધારણા છે. જા, જઈને સીતારામને પ્રણામ કર."

"ખૂચ પાણીમાં તો તરી શકે છે, પરંતુ દોરીથી પથ્થર સાથે તેને બાંધ્યો હોય તો તે જરૂર ડૂબી જાય છે. શું હું પાછો ડૂબી મરું?"

"ઉપાય જાણતી હશે તો મરવું પડશે નહિ. ડૂબકી મારનારાઓ સમુદ્રમાં ડૂબકી લગાવે છે પરંતુ તેઓ મરતા નથી, ઉલ્ટું રત્ન લઈને બહાર આવે છે."

"મારામાં એવી શક્તિ હોય એવો મારો વિશ્વાસ નથી. માટે હમણાં હું રાજાને મળીશ નહિ. બને તો થોડા દિવસ અહીં રહી મારું મન તપાસી જોઉં. જો એમાં હું જાણીશ કે મારું ચિત્ત વશમાં નથી તો હું એમની સાથે મેળાપ કર્યા સિવાય જ આ દેશ ત્યજીને ચાલી જઈશ. મારો આવો નિશ્ચય છે."

એટલે શ્રીદેવી એકદમ રાજાની સામે ન જઈ શકી.

## ૩૨

ભૂષણ નગર જીતી લેવામાં આવ્યું. યુદ્ધમાં સીતારામનો વિજય થયો. તુરાબખાં મૃણ્મયના હાથથી માર્યો ગયો. એ બધી ઐતિહાસિક ઘટનાઓ છે તો પણ આપણને એની સાથે લેવાદેવા નથી. હું એનું વિસ્તારપૂર્વક વર્ણન કહી સમય બરબાદ કરવા માંગતો નથી. વાર્તા લખનારનું કામ અંદરની વિગતો આપવાનું છે. ઇતિહાસમાં આવતી વિગતો સાથે તેને સંબંધ રાખવાનું પ્રયોજન નથી.

ભૂષણ પર અધિકાર જમાવી લેવામાં આવ્યો. બાદશાહી સનદ અને પોતાના બાહુબળથી સીતારામે બાર ભૌમિક પર આધિપત્ય સ્થાપિત કરી મહારાજાની ઉપાધિ ધારણ કરી શાસન તંત્રનો આરંભ કર્યો.

શાસનની શરૂઆતમાં જ સૌથી પ્રથમ ગંગારામને

સજા કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. એની વિરુદ્ધ પુરાવાઓની ખોટ નહોતી પતિપરાયણ અપરાધિની રમાએ બધી વાતો સાફ સાફ સીતારામને કહી દીધી. જે કંઇ બાકી હતી તે મુરલા અને ચાંદશાહ ફકીરે પૂરી કરી આપી. હવે માત્ર ગંગારામને જ પૂછવાનું બાકી હતું, પણ વાત વધી પડી અને તેણે મોટું રૂપ પકડ્યું.

રમાએ અંતઃપુરમાં બેસી આંખમાંથી આંસુઓ સારતાં સારતાં સીતારામ આગળ બધી વાત પ્રકટ કરી દીધી. સીતારામે તેની બધી વાત સાચી માની લીધી. અને તેના પ્રતિ અવિશ્વાસ ન કર્યો. એ જાણતો હતો કે રમા નિરપ-રાધિની છે. એનો કંઈપણ અપરાધ હોય તો તે પુત્ર અને પતિની પ્રત્યેનો તેનો નિષ્કપટ પ્રેમ જ છે. પણ પ્રજાજનો એ અભિપ્રાય ઉપર આવી શક્યા નહિ. ગંગારામને કેદ શા માટે કરવામાં આવ્યો છે તે વાતે ગામમાં ખૂબ ચકચાર ફેલાવી અને એને લઈને તેના સંબંધમાં તરેહ તરેહની અફવાઓ ઉડવા લાગી, કંઈક મુરલાના વાંકને લીધે અને કંઈક પહેરેગીર પાંડેના લવારાથી રમાનું નામ આ સંબંધમાં મેળવાઈ ઘરેઘર ગવાવા લાગ્યું. કોઇ કહેતું ગંગા-રામ દુશ્મનોના હાથમાં રાજ્ય વેચવા તૈયાર થયો હતો, તો કોઇ બોલ્યું એ નાની રાણીજીના મહેલમાં પકડાઈ ગયો હતો. કોઈ કે અભિપ્રાય આપ્યો. બંને વાતો બરાબર છે. રાજ્ય વેચવામાં નાની રાણીજીનો પણ હાથ હતો. આ બધી અફવાઓ–ગામ ગપાટા રાજાને કાને એકદમ પહોંચ્યા નહિ, પણ રાણીને કાને એ વાતો ગઇ, જનાનખાનામાં

આવી વાતોનો સહેજમાં પ્રચાર થાય છે. બંને રાણીઓએ આ વાતો સાંભળી. વાત સાંભળતાં જ રમા ખાટલે પડી અને તેણે રડી રડીને ઓશીકું ભીંજાવી નાંખ્યું. અંતમાં તેણે નિશ્ચય કર્યો કે ગળે ફાંસો નાંખીને અથવા પાણીમાં ડૂબીને આ જીવનનો અંત આણી દેવો. નંદાએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેણે બુદ્ધિશાળી સ્ત્રીને છાજે એવું કામ કર્યું.

નંદા શોધતી શોધતી જ્યાં રમા ઓશીકામાં મુખ સંતાડી રડી રહી હતી અને તળાવમાં ડૂબીને મરવું સારું કે ગળામાં ફાંસો નાંખી મરવું તે સારું તેનો વિચાર કરી રહી હતી, ત્યાં જઈ પહોંચી. તેણે કહ્યું: "શું તેં પણ એ વાત સાંભળી કે?" રમાએ ડોકું ધુણાવી હા કહી. તેની આંખમાં આંસુની ધારાઓ જોરથી વહેવા લાગી.

નંદાએ તેની આંખના આંસુઓ લૂછતા લૂછતા પ્રેમથી કહ્યું: "બહેન, એમ રડવાથી કલંક ધોવાય નહિ. વગર રુદને એ કલંક ચાલી જાય એવા પ્રયત્નો કરવા જોઈએ. બેઠી થા અને બને તો ધીરજ ધરીને બધી વાતો મારી આગળ ખુલ્લી કર. હું તારી શોક છું એ વાત તું અત્યારે ભૂલી જા. તારે કપાળે કાળી ટીલી લાગે કે ન લાગે તો પણ રાજાને તો નીચું જોવા જેવું થયું જ છે, તે તારા પણ સ્વામી અને મારા પણ. એમાં મારા કરતાં તારી આબરૂ વધારે જાય છે એવો વિચાર મનમાં લાવતી નહિ. મહારાજ અંતઃપુરનો ભાર મારે માથે નાખી ગયા હતા. તેમને

કાને આ વાત જાય તો મારે તેમની આગળ શું ખુલાસો કરવો ?"

રમાએ જવાબ આપ્યો : "જે કંઈ બન્યું હતું તે બધું મેં એમની આગળ પ્રકટ કરી દીધું છે. એમણે મારી વાતો પર વિશ્વાસ રાખી મને ક્ષમા આપી છે, મારો તો કાંઈ વાંક નથી."

"એ કહેવાની મને જરૂર નથી. હું સારી રીતે જાણું છું કે તું એમાં નિર્દોષ છે. તો પણ શું વાત બની છે તે તો મને કહે ?"

"કેમ ન કહું ? હું એ વાત બધા આગળ કહી શકું એમ છું. મારો વાંક જ નથી ત્યાં પછી છૂપાવવાનું કામ શું ?" આમ કહીને આંખમાંના આંસુ રોકી રમા બેઠી થઈ અને તમામ વાત તેનાં મૂળ સ્વરૂપમાં નંદાને કહી સંભળાવી.

નંદાને રમાની વાત પર પૂરેપૂરો વિશ્વાસ બેઠો. એણે કહ્યું : "જો તેં મારી સલાહ લીધી હોત તો આ વાત આટલી વધતે નહિ. ઠીક હવે જે વાત બની ગઇ તે બની ગઇ. હવે એને માટે શોક કરવાનું કામ નથી. હવે તો જેથી આબરૂ રહે તેવો જ રસ્તો કાઢવો જોઈએ."

"બહેન તેવો રસ્તો જો ન કાઢશો તો હું જરૂર જ પાણીમાં ડૂબીને કે પછી ગળે ફાંસો લગાવીને મરી જઈશ. ગરીબ કંગાળ ભિખારીની સ્ત્રી પણ માથે આળ આવે,

તો જીવતા રહેવાનું પસંદ ન કરે ત્યારે હું તો રાજાની રાણી છું."

"મરવાની જરૂર નથી, પણ બહેન તું એક સાહસનું કામ કરી શકશે ? જો તું કરી શકશે તો પછી કોઇના મનમાં પણ તારા માટે શંકા રહેશે નહિ."

"એવું કોઈ કામ નથી કે જે હું ન કરી શકું. મારે શું કરવું પડશે ?"

"જેવી રીતે મારી આગળ તેં આ બધી વાતો કહી તેવી જ રીતે તું જેની જેની આગળ એ કરશે તે બધાં જ તારી વાતો સાચી માની તને નિર્દોષ જાહેર કરશે. એવું મારું ધારવું છે. જો રાજધાનીના બધા લોકો તારા મુખથી આ વાત સાંભળી લેશે તો પછી આ કલંક રહેશે નહિ."

"પણ તે કેવી રીતે બને ?"

"હું રાજાને કહીને એક દરબાર ભરાવીશ. તેઓ એ દરબારમાં બધા શહેરવાસીઓને હાજર રહેવા માટે હુકમ આપશે. ત્યાં ગંગારામની રૂબરૂ, શહેરના તમામ લોકોની આગળ, તારે આ બધી વાતો સાચેસાચી કહી દેવી. આપણે રાજાની રાણીઓ, સૂર્ય પણ આપણા દર્શન કરી શકે નહિ, પડદો છોડી શહેરના તમામ લોકોની સમક્ષ તું જરાય સંકોચ વિના બધી વાતો કહી શકશે ખરી ? જો તારી એવી હિંમત હશે તો જ આ કલંકની કાલિમા દૂર થઈ જશે. તો જ આપણા મસ્તક પર ભમતી આ આફત ટળી જશે."

તે સાંભળી સિંહણની જેમ ગર્જના કરી રમા બોલી ઊઠી: "બહેન, શહેરના માણસોને તો શું પણ આખા જગતના લોકોને તમે ભેગા કરો. હું જગતના લોકો સમક્ષ મુખ ખોલી સાફ સાફ વાતો કહી દઈશ."

"કહેશે ખરી?"

"હા, હા, નહિ તો પછી મરીશ."

"ઠીક, ત્યારે હું મહારાજાને કહીને દરબાર બોલાવું છું. હવે તું રડતી નહિ."

નંદા ઊઠીને ચાલી ગઈ. રમાએ પણ પથારીમાંથી ઊઠી, આંખ લૂછી, બાળકને ગોદમાં લઇ એનું મુખ ચૂમ્યું. અત્યાર સુધી તેણે એનું મુખ ચૂમ્યું પણ નહોતું.

નંદાએ માણસ મોકલી રાજાને અંતઃપુરમાં બોલાવી મંગાવ્યો. જે વાત ગવાઇ રહી હતી, લોકો જેની ચકચાર કર્યા કરતા હતા તે વાત નંદાએ રાજાને કહી સંભળાવી. એ પછી રમાની સાથે એને જે વાતચીત થઈ હતી તે પણ તેણે શબ્દેશબ્દ રાજાને કહી સંભળાવી. છેવટે ગળે લૂગડું લગાડી, ઘૂંટણિયે બેસી, બેઉ હાથે રાજાના બંને પગની રજ લેતી લેતી તે બોલી: "અમે બંને જણી પગે લાગી તમને વિનંતિ કરીએ છીએ કે તમે આ સમયે અમારી આબરૂ બચાવો. આ કલંકમાંથી ઉદ્ધાર કરો, નહિ તો અમે બંને આત્મહત્યા કરી મરી જઇશું."

કલંકની વાત તેમજ નંદાએ કીધેલી સૂચના સાંભળી સીતારામ બહુ ખિન્ન થયો. તે બોલ્યો: "હું કેવી રીતે રાણીને દરબારમાં બહાર કાઢું? કેવી રીતે મારી પોતાની

રાણીને એક સાધારણ કુલટા સ્ત્રીની જેમ દરબારમાં ઊભી કરી દઉં?"

"તમે જેમ માનો છો તેમ અમે માનતા નથી. શેમાં શરમ વધુ છે? રાજાની રાણી દરબારમાં હાજર થાય તેમાં કે તેને માથે કુલટાપણાનું તહોમત આવે તેમાં?"

આવી રીતના અપવાદની વાતો તો રાજાને માથે સીતાના વખતથી ચાલી આવી છે. આટલી બધી ધાંધલ કરવા કરતાં ઉત્તમ માર્ગ તો એ જ છે કે રામે જેમ સીતાને કાઢી મૂકી તેમ મારે પણ રમાને ઘરમાંથી કાઢી મૂકવી; એટલે આ બધી ધમાલ એની મેળે શાંત પડી જશે.

"મહારાજ! નિરપરાધિનીને આપ કાઢી મૂકશો? એનો ન્યાય પણ ન કરશો? આજ આપનો રાજધર્મ ને? રામચંદ્રે એમ કર્યું હતું એટલે તમારે પણ એમ કરવું એમજ ને? જે પૂર્ણબ્રહ્મ છે એણે સ્ત્રીને કાઢી મૂકી તો શું, અને રાખી તોય શું? તમને એવું છાજે ખરું, મહારાજ?"

"સારીએ પ્રજા, શત્રુ, મિત્ર અને બીજા ઉચ્ચ વર્ગના માણસોની સમક્ષ મારી રાણીને કુલટાની જેમ ખડી કરી દેતાં મારી છાતી ભાંગી નહિ જાય? હું કંઈ પથ્થર તો નથી?"

"મહારાજ! તે દિવસે પચાસ હજાર માણસોની સામે ઝાડની ડાળીએ ચઢીને શ્રીદેવી નાચી હતી તે વેળાએ તમારી છાતી દશ હાથ વધી હતી કે નહિ?

નંદા સામે સીતારામે ક્રોધભરી નજર નાંખી કહ્યું: "હા, વધી હતી. પણ આજે એ વધે એમ નથી એ જ મારું મોટું દુઃખ છે."

હાથ જોડીને રમાએ સીતારામની ક્ષમા માંગી. હાથજોડ કરી તે જીતી ગઈ. અન્તમાં દરબાર ભરવાને માટે સીતારામ કબૂલ થયો. તેને બીજો માર્ગ નહોતો. કાંતો તે દરબાર ભરે કે પછી રમાનો ત્યાગ કરી દે. અને બીજું રમા નિર્દોષ છે! એટલે દરબાર ભર્યા સિવાય છૂટકો જ નહોતો.

ઉદાસ બનીને રાજાએ ચંદ્રચૂડની પાસે આવી દરબાર ભરવાના વિષયમાં એની સલાહ પૂછી. બ્રાહ્મણ દેવતાને આબરૂ–પડદા ઉપર વધુ શ્રદ્ધા નહોતી. "ઠીક" કહી તેણે રાજાની હામાં હા ભળાવી. પણ એના મનમાં એક ડર હતો અને તે એ કે રમા જાહેરમાં પોતાનું મન દૃઢ રાખી શકશે કે કેમ? સીતારામના મનમાં પણ એજ શંકા રમ્યા કરતી હતી કે જો રમા ઢીલી થઈ ગઈ તો બધી બાજી વ્યર્થ થઈ જવાની.

## ૩૩

સીતારામે ઢંઢેરો પીટાવી જાહેર કર્યું કે આમ દરબારમાં ગંગારામનો ઇન્સાફ કરવામાં આવશે, અને એ સમયે શહેરના તમામ લોકોએ હાજર થવું. હુકમ સાંભળી નક્કી કરેલા દિવસે હજારો નગર નિવાસીઓ દરબારમાં આવી હાજર થયા. સીતારામે દિલ્હીની નકલ કરી પોતાના શહેરમાં પણ એક 'દીવાને આમ' બંધાવ્યો હતો. રાજ્ય નોકરોએ આજે એને સુંદર રીતે સજાવ્યો હતો. દિલ્હીના 'દીવાને આમ' ની જેમ એમાં રૂપાની, ચાંદીની કે મોતીની ઝાલરો લટકતી નહોતી પણ તેને બદલે ચાંદરણી જેવું શ્વેત રેશમી વસ્ત્ર ત્યાં લટકાવવામાં આવ્યું હતું, અને તેમાં જરીની કામગીરી કરેલી હતી. સભામંડપમાં રંગબેરંગી મુલાયમ ગાલીચો પાથર્યો હતો. મંડપની ચોતરફ વિચિત્ર વેષધારી સિપાઈઓ હારબંધ ઊભેલા હતા. બહાર ઘોડેસવાર સિપાઈઓ

કાયદો અને વ્યવસ્થા જાળવતા હતા. સભામંડપની વચમાં સફેદ સંગેમરમરના ઊંચા તખ્તા ઉપર સીતારામને બેસવા માટે સોના ચાંદીનું સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું.

ધીરે ધીરે કિલ્લો માણસોથી ભરાઈ ગયો. સભામંડપમાં માત્ર મોટાં માણસોને જ જગ્યા મળી. આમ વર્ગનાના લોકો 'દીવાને આમ'ની આસપાસ ફરી વળી બહાર ઊભા ઊભા જ જોવા લાગ્યા.

બારીમાંથી આ બધી ધમાલ જોઈને મહારાણી નંદાએ રમાને બોલાવી, અને તેને લોકોની ભીડ બતાવી પૂછ્યું; "શું આ ભીડની વચ્ચે તું ઊભી રહી બધી વાત કહી શકશે ખરી?"

"જો સ્વામી ઉપર મારી અટલ ભક્તિ હશે, તો જરૂર હું બોલી શકીશ."

"અમે કોઈ તારી સાથે આવીએ? તું કહેતી હોય તો હું તારી સાથે આવવા તૈયાર છું?"

"આ આફતના દરિયામાં તમે શા માટે મારી સાથે ડૂબવા આવો છો? કોઈને પણ મારી સાથે આવવાની જરૂર નથી. હા, માત્ર એક કામ તમે કરજો જ્યારે મારે બોલવાનો સમય આવે ત્યારે મારા બાળકને લઈને કોઈને મારી પાસે ઊભા રાખજો. એનું મુખ જોઈને મારી હિમ્મત વધી જશે. મારામાં બળ આવશે."

નંદાએ એ વાત સ્વીકારી કહ્યું: "દરબારમાં જવાનો વખત થયો છે. કપડાં બપડાં બદલી આવ. જલદી કર."

રમા પોતાના ઓરડામાં ગઈ. ત્યાં બારણું બંધ કરી, જમીન ઉપર બેસી, હાથ જોડી કહેવા લાગી: "જય લક્ષ્મીનારાયણ, જય જગદીશ! આપની પાસે હું ભીખ માંગુ છું કે આજે મારે જે કંઈ બોલવાનું છે તે બોલી રહું, પછી જોઈએ તો મને જિંદગીભર મૂંગી બનાવજે! પણ આજનો દિવસ દરબારમાં મારી કહાણી કહી રહું પછી એવો પ્રસંગ મારે ફરીને આ જન્મમાં જોવો પડે નહિ, એવું કરજો! હે પ્રભુ! આજનો દિવસ આબરૂ રાખજો કે જેથી પાછળથી મરતી વખતે મને કોઈ જાતનું દુઃખ કે શોક ન રહે."

પછી કપડાં બદલવાનું યાદ આવ્યું. દાસી પાસેથી એક સાધારણ લૂગડું લઈ તે પહેરી દરબારમાં જવા માટે રમા તૈયાર થઈ ગઈ. નંદાએ આ જોઈ પૂછ્યું: "આમ કેમ?"

રમાએ કહ્યું: "આજે મારે શણગાર સજવાનો દિવસ નથી. વિધાતા ફરીથી શણગાર સજવાનો દિવસ બતાવશે ત્યારે શણગાર સજીશ. નહિ તો આ જ આખરી શણગાર છે. આજ વેશમાં હું દરબારમાં જઈશ.

નંદાને પણ એ ઠીક લાગ્યું, એટલે તેણે વધુ તકરાર ન કરતાં ચૂપકીદી પકડી.

૩૪

સમય થયો એટલે મહારાજ સીતારામ સભા મધ્યમાં આવીને સિંહાસન પર આરૂઢ થયા. નકીએ નેકી પોકારી, પરંતુ ગાનતાનની તે દિવસે મનાઈ કરવામાં આવી હતી.

હાથમાં બેડી સાથે ગંગારામને દરબારમાં ઊભો કરવામાં આવ્યો. એને જોવા માટે બહાર ઊભા રહેલા લોકોમાં ભારે સળવળાટ થયો. ગડબડ વધી પડતાં શાન્તિ–રક્ષકોએ મામલો કાબૂમાં આણ્યો.

પછી ગંભીર સ્વરે રાજા બોલ્યો: "ગંગારામ! તું મારો સંબંધી, મારો કુટુંબી, પ્રજા અને પગારદાર છે. મેં તારા પ્રતિ ખાસ મારી મહેરબાની બતાવી હતી, તને મેં મારો વિશ્વાસપાત્ર ગણ્યો હતો. તારા તરફના મારા આ પક્ષપાતની વાત સૌ જાણે છે. એકવાર મેં તારો જાન પણ

બચાવ્યો હતો. તો પછી તેં મારી સાથે વિશ્વાસઘાત કેમ કર્યો ? રાજ્ય તરફથી તને સજા મળવી જોઈએ."

ગંગારામે નમ્રતા પૂર્વક જવાબ આપ્યો : "કોઈ શત્રુએ મારા ઉપર ખોટું આળ લગાવી આપને ભંભેર્યા છે. મેં વિશ્વાસઘાતનું એકે કામ કર્યું નથી. મહારાજ, આપ પોતે મારો ઈન્સાફ કરો છો—મને વિશ્વાસ છે કે, ધર્મશાસ્ત્ર–સંમત પુરાવો મળે નહિ, ત્યાં સુધી આપ મને સજા કરશો નહિ."

"તેમ જ થશે. ધર્મશાસ્ત્ર સંમત જે પુરાવા મળ્યા છે તે સાંભળ અને યથાશક્તિ તેના જવાબ આપ."

એમ બોલી રાજાએ ચન્દ્રચૂડને કહ્યું : "આપ આ વિષયમાં જે કંઈ જાણતા હો તે આ સભામાં જાહેર કરો."

રાજાની આજ્ઞા થતાં જ પોતે જે કંઈ જાણતો હતો તે તમામ વાત ચન્દ્રચૂડે વિસ્તાર પૂર્વક સભાજનોને કહી સંભળાવી. તે ઉપરથી સભાજનોની ખાત્રી થઈ કે જે સમયે દુશ્મનો કિલ્લા ઉપર આક્રમણ કરવાને માટે નદી પાર કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા તે દિવસે ચન્દ્રચૂડે વિનંતિ કરવા છતાં પણ ગંગારામે કિલ્લાના બચાવ માટે જરા જેટલો પણ પ્રયત્ન કર્યો નહોતો. ચન્દ્રચૂડની વાત પૂરી થયા પછી રાજાએ ગંગારામને કહ્યું : "નરાધમ! એનો તું શું જવાબ આપે છે?"

ગંગારામે હાથ જોડીને કહ્યું; "એ બ્રાહ્મણ ભટ છે. લડાઈના વિષયમાં તે શું જાણે? દુશ્મનો આ પાર

આવ્યા નથી, તેમણે કિલ્લા ઉપર હુમલો પણ કર્યો નથી. જો તેમણે હુમલો કર્યો હોત અને હું તેમને મારી હઠાવતે નહિ તો પંડિતજીની વાતમાં વજૂદ ગણાતે. મહારાજ! હું પણ કિલ્લામાં જ રહું છું. કિલ્લાનો નાશ થાય તેમાં મને શું લાભ?"

"શું લાભ? તે એક બીજા માણસ પાસેથી સાંભળ." કહી રાજાએ ચાંદશાહ ફકીરને કહ્યું: "આપ જે જે વાત જાણતા હો તે અહીં રજુ કરો."

કિલ્લા ઉપર હુમલાનો નિષ્ફળ યત્ન થયો તેને આગલે દિવસે રાત્રે ગંગારામ તુરાબખાં પાસે ગયો હતો, તે સબંધી પોતે જે કંઈ જાણતો હતો તે તમામ વાત ચાંદશાહે કહી સંભળાવી, આ સાંભળી રાજાએ ગંગારામને પૂછયું: "એનો શું જવાબ આપે છે?"

"હું એ રાત્રે તુરાબખાં પાસે ગયો હતો તે વાત ખરી છે. પરંતુ એમ કરવામાં મારો આશય જુદો હતો, હું વિશ્વાસઘાતક હોવાનો ઢોંગ કરી, તેને ભુલાવામાં નાંખી, કિલ્લાની તળેટીમાં લાવી તેને મારી નાંખવો એ હેતુથી જ હું તેની પાસે ગયો હતો. આ સિવાય મારો બીજો કોઈ પણ આશય નહોતો."

"ત્યારે તેં તુરાબખાં પાસેથી તે માટે ઈનામ શા શાટે માંગ્યું?"

"એમ ન કહું તો એને મારા પર વિશ્વાસ કેવી રીતે આવે?"

"શું ઇનામ માંગ્યું હતું?"

"અર્ધું રાજ્ય."

"અને બીજું કંઈ?"

"કંઈ જ નહિ."

"રાજાએ ચાંદશાહ ફકીરને પૂછ્યું: "આપ એ વિષે કંઈ વધુ જાણો છો?"

"હા, જાણું છું."

"આપને એની કેવી રીતે જાણ થઈ?"

"હું ફકીર છું. તુરાબખાંને ત્યાં વારંવાર આવજાવ કરું છું. એ મારો સારો આદરસત્કાર કરે છે. તેની વાત મેં કોઈ દિવસ પણ મહારાજાને કરી નથી તેમજ મહારાજાની વાત મેં કોઈ દિવસ તેને કરી નથી. આ કારણસર હું કોઈપણ પક્ષના માણસ તરીકે ગણાતો નહોતો. આજે તે આ સંસારમાં નથી તે બીજી વાત છે, જે દિવસે મહારાજને હાથે માર ખાઈ મધુમતિને કિનારેથી તે પાછો ફરતો હતો તે દિવસે આકસ્મિક જ મારી તેની સાથે મુલાકાત થઇ ગઇ. તે વખતે ગંગારામના વિશ્વાસઘાતના વિષયમાં મારે તેની સાથે વાતચીત થઇ હતી. ગંગારામે તેને દગો દીધો હતો એ ખ્યાલથી તેણે મારી સમક્ષ બધી વાતો પ્રકટ કરી દીધી હતી. ગંગારામે અર્ધું રાજ્ય માંગ્યું હતું એમાં શંકા નથી પરંતુ એ સિવાય એણે બીજું પણ કંઇક

માંગ્યું હતું. પણ તે વાત હજુરમાં કહેતાં મને ભય ઉપજે છે. આપ મને અભયવચન આપો તો જ હું એ વાત કહું."

"જરા પણ ભય રાખ્યા વગર કહો."

"બીજા ઇનામમાં તેણે મહારાજાની નાની રાણીજીને માગ્યાં હતાં."

પ્રેક્ષકો સમુદ્રની જેમ ગર્જના કરી ઊઠયા અને ગંગારામને જાતજાતની ગાળ દેવા લાગ્યા. સિપાઇઓએ તેમને શાન્ત કર્યા.

ગંગારામ બોલ્યો: "મહારાજ, આ તદ્દન મૂર્ખાઇ ભરેલી વાત છે. મારો પોતાનો પરિવાર છે એ વાત મહારાજાથી અજાણી નથી. એ સિવાય, હું કોટવાળ હતો. સ્ત્રીઓ તરફ મારી રુચી હોત, તો મને નહિ મળી શકે એવી બહુ થોડી સ્ત્રીઓ હતી. મહારાજના નાના રાણીજીને મેં કયારેય પણ જોયાં નથી. શા માટે હું તેમને ચ્હાઉં?"

"ત્યારે રાત્રિના કૂતરાની જેમ છૂપાઇને મારા અંતઃપુરમાં શા માટે જતો હતો?"

"કોઇ દહાડો પણ ગયો નથી."

પાંડે પહેરેગીરને બોલાવવામાં આવ્યો. દાઢી હલાવતો હલાવતો તે બોલ્યો: "ગંગારામ રોજ મોડી રાત્રિના મુરલાની સાથે એનો ભાઇ બનીને અંતઃપુરમાં આવ જા કરતો હતો."

"ખોટી વાત છે મહારાજ !" ગંગારામ બોલ્યો: "આ માણસ મુરલાના ભાઇને પણ શું કામ અંતઃપુરમાં જવા દે ?"

આ સાંભળી પાંડેએ જવાબ આપ્યો: "હું ગંગારામને સારી રીતે ઓળખતો હતો. કોટવાળ સાહેબને હું કેવી રીતે અટકાવું ? માટે જ ઓળખવા છતાં નહિ ઓળખ્યો કર્યો !"

ગંગારામે જોયું કે બચવાની હવે કોઇ આશા રહી નથી. માત્ર હવે મુરલા પર જ તેની મદાર હતી. એણે વિચાર્યું–મુરલાં પોતે આ બધી વાતો કદી પણ કબૂલ કરશે નહિ. કારણ કબૂલ કરે તો તે પણ ગુનેગાર ઠરે. તેને શું પોતાના પ્રાણનો ભય નહિ હોય ? આથી તે બોલ્યો: "આપ મુરલાને બોલાવી પૂછી જુઓ–બધી વાત બનાવટી માલૂમ પડશે."

બિચારાને ખબર નહોતી કે મહારાણી નંદાએ મુરલાને પ્રથમથી જ હાથ કરી રાખી હતી. નંદાએ મુરલાને સમજાવી દીધું હતું કે "મહારાજ સ્ત્રી હત્યા કરશે નહિ તારે મોતની સજાનો ભય રાખવો નહિ. સ્ત્રીઓને કોઈ જાતની શારીરિક ઈજા થાય નહિ. માટે તે વાતનો તારે જરા પણ ડર રાખવો નહિ. તને કંઈ સજા થશે એ નક્કીજ છે પરંતુ એ સજા તદ્દન હળવી હશે. જો તું સાચેસાચી વાત બતાવી દેશે તો તને બહુ ઓછી સજા થશે." મુરલાના મનમાં પણ આ વાત ઠસી ગઈ હતી. એટલે તેણે જે કંઈ વાત દરબારમાં કહી તે બધી તદ્દન સાચેસાચી જ કહી દીધી. એણ એ કહેતાં કંઇ પણ છૂપાવ્યું નહિ.

મુરલાની વાત સાંભળી ગંગારામના શિર પર જાણે વજ્રપાત થયો. તો પણ તેણે આશા છોડી નહિ. કહ્યું: " મહારાજ ! આ સ્ત્રીની ચાલચલગત સારી નથી. શહેરમાં ભટકતી મેં એને અનેકવાર પકડી છે. કેટલીક વાર તો ધમકાવી પણ હતી. એટલે મારા પર વેર લેવા માટે તે આવી વાત કહી રહી છે. "

" ત્યારે તું કોની વાત માનશે ? " ખુદ મહારાણી પોતે આવીને આ બધી વાત કરે તો તું માનશે ખરો ? "

ગંગારામને તો જાણે હાથ પહોળા કરતાં જ સ્વર્ગ મળ્યું ! એને દૃઢ વિશ્વાસ હતો કે રમા કદી પણ સભાની વચમાં આવશે નહિ અને પોતાના મુખથી આ બધી વાત કરી શકશે નહિ. એટલે તે બોલ્યો: " બેશક, જો મહારાણીજીની જુબાની ઉપરથી હું ગુનેગાર ઠરું, તો મને યોગ્ય સજા કરજો. "

રાજાએ અંતઃપુર તરફ નજર કરી, ગંગારામે આશ્ચર્યની સાથે જોયું કે મેલું વસ્ત્ર પહેરી ઘૂમટો તાણી એક સ્ત્રી ભય પામેલાં બાળકની જેમ ધીરે ધીરે દરબારમાં આવતી હતી. જે રૂપ ગંગારામના રોમેરોમમાં અંકિત હતું તેને એ જોતાં જ ઓળખી ગયો. હવે ગંગારામના ભયનો પાર ન રહ્યો. જોનારાઓમાં પણ ખળભળાટ વ્યાપી ગયો. સિપાઈઓએ લોકોનો કોલાહલ શાન્ત પાડી દીધો. ફરી પાછી જનતા હવે શું થાય છે તે જોવા આતુર નયને મીટ માંડી રહી.

રમા આવી અને રાજા આગળ ઊભી રહી ગઈ. એ પછી એણે ગુરુ ચન્દ્રચૂડને દૂરથી જ ઝૂકીને પ્રણામ કર્યા, અને ઘૂંઘટ હટાવીને બધાની સામે ઊભી રહી ગઈ. એનો વેશ મલિન હોવા છતાં પણ એનું રૂપ ઉછાળા મારી રહ્યું હતું. ચન્દ્રચૂડે જોયું કે રાજા કંઈ બોલી શકતો નથી અને મસ્તક નીચું નમાવી ચૂપચાપ બેઠો છે. તે જોઈ ચન્દ્રચૂડે રમાને કહ્યું: "મહારાણી! ગંગારામનો આજે ન્યાય થઈ રહ્યો છે. એ માણસ કોઈવાર તમારા મહેલમાં આવ્યો હોય તો તે શા માટે, તમારી સાથે તેને શું શું વાતચીત થઈ, એ બધું અમને કહો. રાજાની આજ્ઞા છે અને હું તમારો ગુરુ છું એટલે મારી પણ તમને આજ્ઞા છે કે જે કંઈ હોય તે સાચે સાચું કહી દેજો."

રમાએ ડોક ઊંચી કરી ગુરુને જવાબ આપ્યો: "રાજાની રાણી કદી પણ જૂઠું બોલતી નથી. અમે જો જૂઠું બોલતાં હોત તો આ સિંહાસન ક્યારનું ય ભાંગીને ચૂરેચૂરા થઈ ગયું હોત."

બહાર ઊભા રહેલા લોકોએ જયજયનો અવાજ પોકાર્યો.

આથી રમાને હિંમત આવી. એ કહેવા લાગી: "કહું, શું, ગુરુદેવ! હું રાજાની રાણી–રાજાનો નોકર એ મારો નોકર છે. હું જે કહું એ રાજાનો નોકર કેમ ન કરે? મેં રાજકાર્યને માટે કોટવાળને મહેલમાં બોલાવી મંગાવ્યો હતો.

આવીને કોટવાળ મારો હુકમ સાંભળીને ચાલી ગયો. એની વળી તપાસ કેવી, મારે કહેવાનું પણ શું હોય ?"

આ સાંભળીને લોકોનો ઉત્સાહ ઓસરી ગયો. તેઓ ઠંડા થઈ ગયા. આ વખતે તેમણે જય-ધ્વનિ કર્યો નહિ. ઘણા તો ખિન્ન પણ બની ગયા. કેટલાકો બોલ્યા: "કબૂલ !"

ચન્દ્રચૂડે કહ્યું: "એવું તે કયું રાજ્યનું કામ હતું કે જેથી મધરાતે કોટવાળને મહેલમાં બોલાવવો પડયો ?"

રમાએ કહ્યું: "ત્યારે બધી વાત સાંભળો." એમ બોલી તેણે પોતાના પુત્રને જોવા માટે આસપાસ નજર કરી. પુત્ર ધાવતા ખોળામાં હતો. એનું મુખ જોઈને રમાને ધૈર્ય આવ્યું. પછી તેણે પોતાની વાત વિસ્તારપૂર્વક કહેવા માંડી.

દૂરથી આવતા સંગીત જેવા ધીમા અવાજે રમાએ બોલવાની શરૂઆત કરી. બધાથી તે સંભળાયું નહિ. બહાર ઊભા રહેલા લોકોએ કહ્યું: "રાણીજી, અમે કંઈ સાંભળી શકતાં નથી. જરા મોટેથી બોલો." આથી રમા જરા વધુ જોરથી બોલવા લાગી. ધીરે ધીરે એનો અવાજ વધુ સ્પષ્ટ થતો ગયો. પછી પોતાના બાળક ઉપર આફત આવી પડે તે ભયથી તેણે આ સાહસ કર્યું હતું, તે વાત જ્યારે તે સૌને સમજાવવા લાગી જ્યારે વારંવાર બાળકના ચન્દ્ર જેવા મુખ તરફ જોઈ, આંસુથી તરબોળ બની, માતૃસ્નેહના ઉભરા ઉપર ઉભરા તે કાઢવા લગી ત્યારે દર્શકોના કાનોમાં સ્વર્ગની અપ્સરાઓના સંગીત ધ્વનિની જેમ રમાનો મધુર અવાજ

ગૂંજવા લાગ્યો. સૌ કોઈ મુગ્ધ બની સાંભળી રહ્યા. એ પછી ધાવતી ગોદમાંથી બાળકને લઈને, સીતારામના પગ આગળ મૂકી તે હાથ જોડી બોલી: "આપને બીજાં પણ સજનો છે પરંતુ મારે આ સિવાય બીજું કોઈ પણ નથી આપને રાજ્ય છે–મારું રાજ્ય આ બાળકજ છે. મહારાજ! આપને ધર્મ, કર્મ, યશ વગેરે બધુંજ છે. હું ખુલ્લા મને કહું છું કે મારો ધર્મ, મારું કર્મ, યશ વગેરે જે કંઇ હોય તે આ બાળકજ છે. મહારાજ! જો હું ગુનેગાર હોઉં તો મને સજા કરતાં જરા પણ ખંચાશો નહિ."

આ સાંભળી લોકોએ ફરીથી તેનો જયજયકાર પોકાર્યો. પરંતુ લોક ભલા ભૂંડા બંને પ્રકારનાં હોય છે. ઘણાંઓએ જયનો પોકાર કર્યો તો કેટલાકોએ તે ન કર્યો, પોકાર બંધ થયો એટલે કોઈ જરા મોટેથી બોલ્યું:

"આ વાત અમારા ધ્યાનમાં ઊતરતી નથી." એક ડોસી બોલી: "વાહરે! રાતના સમયે મરદને બોલાવે છે અને ઉપરથી સતી થાય છે!" કોઇએ કહ્યું: "ભલે રાજા આ વાતથી ભોળવાઈ જાય પણ અમે ભોળવાઈ જઈએ એવા કાચા નથી." કોઈ બોલ્યું: "રાણી થઈને એ આવા કામ કરે, તો અમે ગરીબ દુ:ખી શું ન કરીએ?"

આ બધી વાતો સીતારામના કાને આવી. રાજાએ રમાને કહ્યું: "પ્રજાને તો તારી વાતથી વિશ્વાસ આવતો નથી."

રમા કેટલીક પળ મુખ નીચું કરી ઊભી રહી. આંખમાંથી આંસુઓની ધારા વહી રહી હતી પરંતુ રમાએ તે

અટકાવી અને સાવધ બની રાજાને સંબોધીને તે કહેવા લાગી : "જો મારી વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય તો હવે માત્ર એક જ રસ્તો લેવાનો બાકી રહે છે. તમારા રાજમહેલમાં કલંકિની બનીને મારે હવે જીવવું નકામું છે. આપ ચિતા રચવાની આજ્ઞા આપો. હું બધાની સામે એમાં બળીને મરી જઇશ. એનાથી મને કંઈ પણ દુઃખ થશે નહિ. લોકો મને કલંકિની સમજે છે એટલે મારા મરવાથી જ એ દુઃખ-એ અપવાદ મટી જશે. પણ મહારાજ! આપને પણ મારો વિશ્વાસ નથી કે શું? જો તેમ હોય તો "કહેતાં કહેતાં રમાની આંખ પાછી આંસુથી ભરાઈ આવી" તો હું બળી મરું તે પણ નકામું છે. જો આપ આ લોકોની સામે જાહેર કરો કે આપ પોતે મારી વાત માનો છો, તો એ ચિતા હું સ્વર્ગ સમજીશ. મહારાજ! પરલોકનો ઉદ્ધાર કરનાર પૃથ્વી પર દેવના તુલ્ય મારા ગુરુદેવ સામે છે. હું ઇષ્ટદેવને સાક્ષી રાખી તેમની સામે કહું છું કે હું અવિશ્વાસિની નથી. જે ગુરુ કરતાં પણ મારે વધારે પૂજ્ય છે, જે મનુષ્ય હોવા છતાં પણ મારે માટે દેવતાઓથી પણ વધુ પૂજ્ય છે, એવા મારા પતિદેવ મારી સામે છે. હું પતિદેવને સાક્ષી રાખીને કહું છું કે હું અવિશ્વાસિની નથી. મહારાજ! નારી દેહ ધારણ કરીને મેં જે કંઇ દેવસેવા, બ્રાહ્મણસેવા, દાન, વ્રત, નિયમ આદિ કર્યાં છે તે જો હું વિશ્વાસઘાતિની હોઉં તો એ બધાના ફળથી વંચિત રહું. પતિસેવાથી વધીને સ્ત્રીને માટે કોઇ પુણ્ય નથી. મેં મનસા, વાચા, કર્મથી આપની કેવી ચરણ-સેવા કરી છે તે આપ એકલાજ જાણો છો. જો હું વિશ્વાસ-

ઘાતિની હોઉં તો મારું આ પુણ્ય નિષ્ફળ જજો! જો હું સેવકા હોઉં તો આ જીવનમાં મેં જે કંઇ આશા, વિશ્વાસ અને કામના કરી છે તે બધા ફોક થજો! મહારાજ! નારી જન્મમાં સ્વામી દર્શનના સમાન કોઇ પુણ્ય નથી, કોઇ સુખ નથી. જો હું દ્રોહી હોઉં તો મારું આ પુણ્ય મારું આ સુખ હમેશનું જજો! મહારાજ! આથી વધુ શું કરું? જો હું વિશ્વાસઘાતિની હોઉં તો જે જે જન્મમાં નારી દેહ ધારણ કરું, તે તે જન્મમાં પતિ અને પુત્રના સુખથી કાયમને માટે વંચિત રહું."

રમા હવે વધુ બોલી શકી નહિ. કપાયલી લત્તાની જેમ તે જમીન ઉપર પડી મૂર્છા પામી. દાસીઓ દોડી આવી તેને ઊંચકીને અંતઃપુરમાં લઇ ગઇ. બાળક ધાવની પણ કેડે બેસી રડતો રડતો મા સાથે ગયો. સભામાં બેઠેલા ઓની આંખમાં આંસુઓ ભરાઇ આવ્યા, ગંગારામની હાથ અને પગની જંજીરો ઝણઝણી ઊઠી. લોકોએ તોફાની દરિયાની જેમ ચંચળ બની મોટો કોલાહલ કરી મૂક્યો, સિપાઇઓ તેને એકદમ શાન્ત કરી શકયા નહિ.

પછી ચોતરફથી ગંગારામ શું કરે છે? "શું ગંગારામ જૂઠું બોલી રહ્યો છે? જો એ જૂઠું બોલતો હોય તો તેને અમારી પાસે લાવો અમે તેના ટૂકડે ટૂકડા કરી તેને ફેંકી દઇએ." આ પ્રકારના પોકારો થવા લાગ્યા. ગંગારામે જોયું કે લોકોનું મન ફેરવીશ નહિ તો મારે

માટે બચવું મુશ્કેલ છે. એ બુદ્ધિમાન હતો. તે સમજી ગયો. કે પ્રજા મારે માટે જે મત બાંધશે તે મત અનુસાર જ રાજા મને સજા કરશે. પછી રાજાને ઉદ્દેશીને લોકોનું મન પોતાના તરફ ફેરવવા માટે તે કહેવા લાગ્યો :

"મહારાજ! શું આપ સ્ત્રીની વાતનો વિશ્વાસ કરશો કે મારી વાતનો? પ્રભુ આ રાજ્યની સ્થાપના સ્ત્રીઓએ કરી છે કે મારા જેવા રાજસેવકના બાહુબળથી થઈ છે? મહારાજ, સ્ત્રી આડે માર્ગે ચઢે જ પછી તે રાજાની રાણી હોય કે રસ્તાની ભિખારણ. રાણી આડે માર્ગે જાય તો રાજાની ફરજ છે કે તેને કાઢી મૂકવી જોઈએ. નિમકહલાલ નોકર આડે માર્ગે કદી જતો નથી. પાપી સ્ત્રીઓ પોતાના બચાવને માટે તેને પકડે—તેના પર આળ નાંખે તે વાત જુદી છે, મહારાણીએ રાત્રિના કોઈ બીજાને બોલાવ્યો હશે અને હવે મને પકડે છે! એનું કહેવું બધું જ જૂઠું છે! મારા પર એ ખોટો આરોપ..."

"એકાએક ગંગારામ ચીસ પાડી ઊઠયો : "બચાવો, મહારાજ, બચાવો!"

બધાએ જોયું કે ગંગારામ થર થર કંપી રહ્યો છે. આ એકાએક શું થયું તે વેળા લોકોએ આમતેમ નજર ફેરવી; તો તેમના જોવામાં એક અપૂર્વ મૂર્તિ નજરે પડી. ગેરુઆ વસ્ત્રવાળી, સાક્ષાત્ સિંહવાહિની દેવી જેવી તેજસ્વી મૂર્તિ, હાથમાં ત્રિશૂળ ધરી તેની અણી ગંગારામ તરફ

તાકી, સભા મંડપમાં થઈને પ્રખર વેગે તેની સામે ધસતી હતી, તેને જોતાંની સાથે જ જનતા તદ્દન શાંત થઈ ગઈ. ગંગારામે આગળ એક સમયે રાત્રિના આ મૂર્તિ જોઈ હતી, આજે જ્યારે એ કપટ ભરેલી વાતો કહી રમાને અપરાધિની ઠરાવી પોતે નિર્દોષ હોવાનું જાહેર કરતો હતો ત્યારે અણીને અવસરે તે મૂર્તિને પાછી જોઈ, ચંડી તેને મારવા આવી છે એમ જાણી, ભયનો માર્યો તે "બચાવો! બચાવો!" એમ બૂમ પાડી ઊઠ્યો. રાજાએ અને ચન્દ્રચૂડે એ મૂર્તિને ઓળખી અને તેને નગરની રાજલક્ષ્મી સમજી તેઓ પોતાની બેઠક ઉપરથી ઊભા થઈ ગયા. તે જોઈ દરબારમાં બેઠેલા તમામ લોક ઊભા થઈ ગયાં.

કોઈની તરફ પણ ન જોતાં જયન્તી સીધી ગંગારામ પાસે પહોંચી ગઈ, અને પોતાના મંત્રેલા ત્રિશૂળની અણી તેની છાતીએ ધરી બોલી: "બોલ હવે."

ગંગારામને ત્રિશૂળનો સ્પર્શ માત્ર જ થયો હતો તો પણ તેનું શરીર એકદમ શિથિલ બની ગયું. એણે મનમાં વિચાર્યું કે હવે અસત્ય બોલીશ તો આ ત્રિશૂળ મારી છાતીમાં ઘૂસી ગયા વગર રહેશે નહિ. એટલે ભયભીત બનીને ગંગારામે સભા આગળ જે સાચી વાત હતી તે કહેવાનું શરૂ કર્યું. જ્યાં સુધી એનું બોલવાનું પૂરું ન થયું ત્યાં સુધી જયન્તી એની છાતી પર ત્રિશૂળની અણી ધરી ઊભી રહી. ગંગારામે રમાનું નિર્દોષપણું, પોતાનો મોહ,

લોભ, ફોજદાર સાહેબની સાથે કરેલી મુલાકાત, વાતચીત તેમજ વિશ્વાસઘાત ઈત્યાદિ તમામ વાત ખુલાસા વાર કહી સંભળાવી.

વાત પૂરી થઈ કે તુરત જ જયન્તી ત્રિશૂળ લઈને ત્યાંથી ઝડપથી જતી રહી. જતી વખતે આખી સભાએ તેને દેવી તુલ્ય ગણી શિર ઝૂકાવી તેને પ્રણામ કર્યા. બધાએ એને જવા માટે માર્ગ ખુલ્લો કરી આપ્યો. કોઈ એને પૂછવાનું કે એની પાછળ જવાનું સાહસ કરી શક્યું નહિ. કોઈએ એ પણ ન જોયું કે એ કયે રસ્તેથી ક્યાં ચાલી ગઈ છે.

જયન્તીના ચાલી જવા બાદ રાજાએ ગંગારામને સંબોધી કહ્યું: "હવે તેં તારા મુખથી તારો બધો અપરાધ કબૂલી લીધો છે. આવી કૃતઘ્નતાને માટે મૃત્યુ સિવાય બીજી કોઈ યોગ્ય સજા નથી. માટે રાજ્યદંડ અનુસાર મરવાને માટે તૈયાર રહેજે."

ગંગારામે એનો કંઇપણ જવાબ આપ્યો નહિ. પહેરેગીરો તેને લઈ ગયા. મોતની સજા સાંભળી લોકો આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા. કોઈ કંઇ બોલ્યું નહિ. ચૂપચાપ સૌ પોતપોતાને ઘેર ગયા. ઘેર જઈ ને સૌએ રમાને સાક્ષાત્ લક્ષ્મી કહી તેની પ્રશંસા કરી, રમાને શિરે હવે કોઈ કલંક રહ્યું નહિ.

## ૩૫

રાજાએ આજ્ઞા કરી કે મુરલાનું માથું મૂંડાવી, અવળે ગધેડે બેસાડી તેને શહેર બહાર કાઢી મૂકવામાં આવે. આ હુકમનો તુરત જ અમલ થઈ ગયો. કેટલાક છોકરાઓ અને થોડાંક રસિક માણસો તાળીઓ પાડતાં પાડતાં અને હુરિયો પોકારતાં સરઘસ રૂપે તેને પાદર સુધી પહોંચાડી આવ્યા.

ગંગારામ જેવા કૃતઘ્નીને માટે ફાંસો સિવાય બીજી સજા તે વખતની રાજ્યપોથીમાં નહોતી. એટલે તેને ફાંસીએ ચઢાવવાનો હુકમ થયો. પરંતુ સજા અમલમાં મૂકવાનું થોડી વાર મુલતવી રાખવામાં આવ્યું. કારણ, સીતારામના રાજ્યાભિષેકનો સમય નજીક જ આવ્યો હતો. પોતાના બાહુબળથી હિન્દુ રાજ્યની સ્થાપના કરી સીતારામ રાજા બન્યો હતો ખરો, પણ હજુ સુધી તેનો રાજ્યાભિષેક થયો નહોતો.

હિન્દુશાસ્ત્ર અનુસાર આ ક્રિયા કરવી જોઈએ, એ વાત ઉપર ચન્દ્રચૂડે ધ્યાન ખેંચ્યું ત્યારે સીતારામે હા પાડી. એને લાગ્યું કે આવો એક મહોત્સવ કરવાથી પ્રજા સંતોષ પામશે અને તેમની રાજ્યભક્તિ દૃઢ બનશે. આથી મોટા સમારંભની સાથે અભિષેક કરવાની તૈયારી થવા માંડી. આ તકનો લાભ લઈને નંદા અને ચન્દ્રચૂડ બેઉએ રાજાને સમજાવ્યું કે આવો શુભ પ્રસંગ આવ્યો છે તે સમયે ગંગારામને ફાંસીએ ચઢાવવાનું અશુભ કાર્ય કરવું ઠીક નથી, એથી કદાચ અપશુકન નહિ થાય, તો પણ લોકોનો ઉત્સાહ તો મંદ થશે જ, રાજા આ વાત સાથે સહમત થયો. મૂળ વાત તો એ હતી કે ગંગારામને ફાંસીએ લટકાવવાની સીતારામની જરા પણ મરજી નહોતી. તો પણ રાજધર્મ પાલન અને રાજ્ય શાસનને માટે એણે પોતાનું કર્તવ્ય સમજીને એમ કર્યું હતું, ગંગારામ શ્રીદેવીનો ભાઈ હતો તેથી જ તેને નામરજી થતી હતી. સીતારામ શ્રીદેવીને ભૂલી ગયો નહોતો. આટલા દિવસ શોધ કરવા છતાં પણ શ્રીદેવી જડી નહોતી, તેથી નિરાશ થઈ કામકાજમાં મન પરોવી તેને ભૂલી જવી, એવો સીતારામે વિચાર કર્યો. અને એથી તેણે રાજકાજમાં વિશેષ ચિત્ત લગાવવા માંડયું. તે હેતુથી જ દિલ્હી જઈ તે બાદશાહના દરબારમાં હાજર થયો હતો, અને ત્યાંથી બાદશાહને રાજી કરી સનંદ લઈ આવ્યો હતો. તે હેતુથી જ તેણે લડાઈ કરી ભૂષણ તાબે કર્યું હતું અને હવે તે આખું દક્ષિણ બંગાળ એક છત્ર નીચે લાવવાની વ્યવસ્થામાં રોકાયો હતો, પરંતુ આવા પ્રયત્ન છતાં પણ

તે શ્રીદેવીને ભૂલી શક્યો નહિ. એના હૃદય પર શ્રીદેવીનો અધિકાર તો પૂર્વવત્ કાયમ જ રહ્યો. આટલા માટે જ ગંગારામને ફાંસીએ લટકાવવાનું મોકૂફ રાખવામાં આવ્યું.

આ બાજુ રાજ્યાભિષેકની મોટી તૈયારી મચી રહી. દેશ-પરદેશથી આવેલા માણસોથી શહેર ભરાઈ ગયું; રાજાઓ, બ્રાહ્મણો, પંડિતો, અધ્યાપકો, જ્યોતિષિઓ, ભિક્ષુકો, સાધુઓ, સન્યાસીઓ વગેરેનાં ટોળેટોળાં આવવા લાગ્યાં, આ લોકોનું મુખ્ય કામ આખો વખત ખાવાનું જ હતું, ખાવા પીવાની વસ્તુઓ-પૂરી, મીઠાઈ, અને દહીં વગેરેના એઠવાડથી શહેરમાં ઘૂંટણપૂર કાદવ થઈ ગયો. કેળનાં એટલાં તો પાનાં કાપી નાંખવામાં આવ્યાં કે સીતારામના રાજ્યમાંની એક પણ કેળ પાનવાળી રહેવા પામી નહિ. ભાંગેલાં માટલાં અને કેળની એઠી પતરાળી-ઓથી કિલ્લાની ખાઈ અને મધુમતિ પુરાઈ જવા આવી. દિવસ રાતના ગાયન વાદનથી નાનાં બચ્ચાંઓનાં શિર પણ દુ:ખી ગયાં.

આ અભિષેક મહોત્સવમાં રાજાએ ખૂબ દાન આપ્યું. અભિષેકને દિવસે આખો વખત સીતારામે, ઘડીમાં પોતાને હાથે તો ઘડીમાં પોતાના સેવકોને હાથે, સોનું, રૂપું, ધાતુ, વસ્ત્ર વગેરેનું દાન કર્યું. દાન લેવા એટલા બધા લોકો આવ્યા હતા કે આખો દિવસ ગયો તો પણ દાન પૂરું થયું નહિ. અડધી રાત સુધી બેસી દાન કરતાં કરતાં સીતારામને

થાક ચઢ્યો, બાકીના લોકોને દાન આપી વિદાય કરવાનું કામ માણસોને સોંપી તે આરામ લેવા અંતઃપુરમાં ગયો. પણ અંતઃપુરના દ્વાર પર જ, પેલી ત્રિશૂળધારિણી, રાજલક્ષ્મીની મૂર્તિને ઊભેલી જોઈ તે ભય સાથે વિસ્મય પામ્યો.

ભક્તિભાવથી સાષ્ટાંગ પ્રણામ કરીને રાજાએ કહ્યું: "મા, કૃપા કરીને કહો, કે આપ કોણ છો?"

જયન્તીએ કહ્યું: "મહારાજ! હું ભિખારિણી છું. આપની પાસે અહિંયા ભીખ માગવાને આવી છું."

"મા, આપ મારી મશ્કરી કરી રહ્યાં છો, હું આપને ઓળખું છું, આપ દેવી છો, આપ સાક્ષાત્ લક્ષ્મી છો, મારા પર પ્રસન્ન થાઓ."

"મહારાજ! હું માનુષી છું. તેમ ન હોત તો હું આપની પાસે ભિક્ષા માગવા માટે આવી ન હોત. સાંભળ્યું છે કે આજે આપની પાસે જે કોઈ કંઈ માગે છે તે આપ તેને આપી રહ્યા છો. હું મોટી આશા સાથે આપની પાસે આવી છું, અને મને ખાત્રી છે કે હું આપની પાસેથી ખાલી હાથે પાછી વળીશ નહિ."

"મા, મારી પાસે એવી કોઈ ચીજ નથી કે જે હું આપને નહિ આપું. આપે એક વાર મારા રાજ્યની રક્ષા કરી છે. બીજી વાર મારી કુલમર્યાદાની રક્ષા કરી છે.

આપ દેવી હો કે માનવી હો, હું આપને જે કંઈ આપું તે થોડું જ છે. આપને શેની ઈચ્છા છે? આજ્ઞા આપો, હાલ જ લાવી હાજર કરી દઉં."

"મહારાજ! ગંગારામને મૃત્યુદંડની સજા થઈ છે, પરંતુ હજુ સુધી તે મર્યો નથી. હું એના જીવનની ભિક્ષા માગવા આવી છું. મને એનું દાન કરો."

"આપ?"

"કેમ, મહારાજ! આપને એમાં નવાઈ જણાય છે?"

"ગંગારામ તો નર્કનો કીડો છે, એના પ્રતિ આપના હૃદયમાં દયા કેમ થઈ?"

"હું ભિખારિણી છું. મારે માટે તો સૌ કોઈ સરખાં છે."

"પરંતુ આપ પોતે જ તેને ત્રિશૂળ મારી મારી નાંખવા નીકળ્યાં હતાં. આપની દ્વારા બે વાર એનું બેવફા-પણું પકડાઈ ગયું. આપે મહારાણી ઉપર દયા ન કરી હોત તો ગંગારામે કદી પણ સાચી વાત કરી ન હોત, તેમજ તેને મરણની સજા પણ થતે નહિ. આપનું જ કર્યું કારવ્યું ફેરવાવી નાંખવાની આપને કેમ ઈચ્છા થઈ?"

"મહારાજ! મારી દ્વારા જ એને આ પ્રાણદંડ મળ્યો છે, એટલે જ એના જીવનની ભિક્ષા માગવા આવી છું. ધર્મના ઉદ્ધારને માટે ત્રિશૂળ મારી પાપીનો જીવ લેવો, એમાં મને વાંધા જેવું લાગતું નથી; પરંતુ હવે ધર્મની

રક્ષા થઈ છે, હવે જીવહત્યાના પાપમાંથી છૂટવાને હું વ્યાકુળ બની છું. ગંગારામની પ્રાણની મને ભિક્ષા આપો."

"આપને નહિ આપવા જેવું કશુંય નથી. આપને જે જોઈએ છે તે હું આપીશ. ગંગારામને અત્યારે જ છોડવામાં આવશે. પણ મા! હું એને લાયક નથી કે આપને હું ભીખ આપું. હું આપને ભીખ આપીશ નહિ, બલ્કે ગંગારામના જીવનને આપના હાથથી વેચીશ. આપે એને મૂલ્ય આપીને ખરીદવો પડશે."

આ સાંભળીને જયન્તી જોરથી હસી પડી, તે બોલી: "શું મૂલ્ય લેશો, મહારાજ! રાજભંડારમાં એવી કઈ વસ્તુ નથી, કે જે આ ભિખારણ આપી શકશે?"

"રાજભંડારમાં રાજાનું જીવન જ નથી. આપે એ દિવસે મધુમતિને કિનારે તોપની પાસે ઊભા રહીને મને વચન આપ્યું હતું કે હું જે કાંઈ માગીશ તે મને મળશે. તે અમૂલ્ય સામગ્રી મને આપો. તે મૂલ્ય લઈ આજે ગંગારામનો પ્રાણ આપને વેચીશ."

"મહારાજ, એ અમૂલ્ય વસ્તુ શું છે? આપને તો રાજ્ય મળી ગયું છે"

"જેને માટે હું રાજ્યને છોડી પણ શકું છુ, એને હું ચ્હાઉં છું."

"તે શું, મહારાજ?"

"શ્રીદેવી નામની મારી જીવનસ્વરૂપા મારી પહેલી

રાણી. આપ દેવી છો, આપ બધું આપી શકો છો. મારું જીવન મને આપીને એ મૂલ્યમાં ગંગારામનું જીવન ખરીદી લ્યો."

"એ શું, મહારાજ! શું આપ જેવા ધર્માત્મા રાજાધિરાજના જીવનની સાથે એ નરાધમ પાપાત્માના જીવનનો વિનિમય થઈ શકે ખરો? મહારાજ! કાણી કોડીની સાથે શું રત્નાકરની ફેરબદલી સંભવી શકે ખરી?"

"મા, માતા બાળકને જેટલું આપે તેટલું બાળક માતાને કદી આપી શકે ખરો?"

"મહારાજ, આજે રાત્રિના આપ અંતઃપુરના બધા દરવાજા ખુલ્લા રાખજો, અને અંતઃપુરના પહેરેગીરોને સખ્ત તાકીદ આપી દેજો કે તેઓ ત્રિશૂળને જોઈને તેને માર્ગ આપે. આજે રાત્રે જ આપના શયનગૃહમાં આપનું મૂલ્ય પહોંચાડી દઈશ. ગંગારામને મુક્ત કરવાની આજ્ઞા આપો."

હર્ષથી ગદ્ગદ્ બની જઈને રાજાએ કહ્યું: "ગંગારામને હાલ જ છોડી દઉં છું." આમ કહીને એમણે ગંગારામને છોડી દેવા માટે નોકરોને હુકમ કર્યો.

જયન્તીએ કહ્યું: "હું આ નોકરોની સાથે કેદખાનામાં ગંગારામની પાસે જઈ શકું?"

"આપની ઇચ્છામાં આવે ત્યાં પધારો. આપને માટે કોઈ વાતની મનાઈ નથી."

# ૩૬

અંધારા કૂવા જેવા ઊંડા, ભેજવાળા અને હવા વગરના બંદીખાનામાં ગંગારામ એકલો પડ્યો છે. હાથ પગમાં લોખંડની સાંકળો બાંધેલી છે. અર્ધી રાત ગવા છતાં પણ તેની આંખોમાં નિદ્રા આવતી નથી. જ્યારથી એણે મોતની સજા સાંભળી છે ત્યારથી એની ઊંઘ બંધ છે. ખાવાપીવાનું પણ તેણે ત્યજી દીધું છે. મૃત્યુ તો ક્ષણમાં થાય છે વળી એ કંઈ ભારે સજા પણ નથી. પરંતુ કેદખાનામાં એકલા પુરાઇને દિવસ–રાત મૃત્યુની કલ્પના કરી દિવસ પસાર કરવા તેના જેવું કોઈ દુઃખ નથી. ગંગારામ પળે પળે ફાંસીએ ચઢતો હતો. સજા થવામાં હવે તેને કંઈ બાકી નહોતું. વિચારમાં ને વિચારમાં તેની મનોવૃત્તિઓ લગભગ મરી ગઈ હતી, મન અંધકારમાં ડૂબકાં મારી રહ્યું હતું, કલેશ, ચિંતા સહન કરવાની શક્તિ પણ ક્ષીણ થઈ

ગઈ હતી. અત્યારે તેના મનમાં માત્ર બે જ લાગણીઓ જાગ્રત હતી. એક તો ભૈરવીનો ભય અને બીજો રમા ઉપરનો ક્રોધ, ભય કરતાં ક્રોધ વિશેષ હતો. ગંગારામ અત્યારે રમા પર આસક્ત નહોતો. અત્યારે તે રમાનો કટ્ટામાં કટ્ટો દુશ્મન હતો.

આ વખતે જો રમા તેની સામે દેખાય તો તે પોતાના નખ દ્વારા તેને ઊભીને ઊભી ચીરી નાંખે. ગંગારામની વિચાર કરવાની શક્તિ જ્યારે જાગ્રત બનતી ત્યારે એ એજ વિચારતો કે મરતાં પહેલાં તે કેવી રીતે રમાનું સત્યાનાશ કરી નાંખે. પોતે મરે તે પહેલાં રમાનો સર્વનાશ કરી દેવાની ગંગારામની પ્રબળ ઇચ્છા હતી. ફાંસીએ ચઢતી વખતે રમા પર કયું ભુંડું આળ ચઢાવી જવું તેનો જ વિચાર તેને વારંવાર સતાવતો હતો, જ્યારે તે થાકી જતો અથવા તો તેને કંઈ વિચાર ન જડતો ત્યારે તે જડની જેમ શાન્ત પડી રહેતો, વચમાં ક્યારેક ક્યારેક એના કાનમાં બહાર અભિષેકના ઉત્સવનો કોલાહલ સંભળાતો, તેના દાળ ભાત લઈ આવનાર રસોઈઆ બ્રાહ્મણ દ્વારા ઓચ્છવની ખબર તેને મળી હતી. રાજ્યના બધા લોકો મહોત્સવમાં લીન બન્યા છે. માત્ર એ એકલો જ અંધારી અને ભીની કોટડીમાં સાંકળોથી જકડાયેલો પડ્યો પડ્યો કીડા, મંકોડા અને ઉંદરોનો ત્રાસ સહી રહ્યો છે. મનમાં ને મનમાં તે બબડવા લાગ્યો "રમાને ક્યારે આવી કાળ કોટડીમાં પુરાવું પડશે."

અંધારામાં જેમ વીજળી ચમકે તેમ એક વાર ગંગારામને એકાએક યાદ આવી ગઈ. એકવાર શ્રીદેવીએ તેનો જીવ બચાવ્યો હતો. આજે એ શ્રીદેવી જીવતી હોત, તો શું તે તેનો જીવ ફરીથી નહિ બચાવતે ? પોતે ગમે એટલો પાપી કેમ ન હોય પણ શ્રીદેવી તેનો કદી પણ ત્યાગ કરતે નહિ. હાય ! આવી બહેન પણ મરી ગઈ !

બે પહોર રાત વીત્યા પછી અકસ્માત જ કેદખાનાના બહારના દરવાજાની સાંકળ ખખડી. એ ખખડતાં જ ગંગારામનો જીવ તાળવે ચોંટી ગયો. આટલી રાત્રે બારણું કોણ ઉઘાડી રહ્યું છે ? શું કોઈ નવી આફત તો નથી આવીને ?

પહેલાં નોકર હાથમાં દીવો લઈને અંદર દાખલ થયો. આશ્ચર્ય સાથે ગંગારામે તેની તરફ જોયું, પણ તે કંઈ જ બોલી શકયો નહિ. નોકર પણ શાન્ત ઊભો રહ્યો, પણ તે બાદ ગંગારામે જયન્તીને જોઈ. એને જોતાં જ તે બૂમ પાડી ઊઠ્યો: " બચાવો ! બચાવો ! "

જયન્તીએ તેને શાન્ત કરવા પ્રયત્ન કર્યો. પણ ગંગારામ શાન્ત ન રહ્યો. ભયથી વ્યાકુળ બની તેણે પૂછ્યું: " મેં તમારું શું બગાડ્યું છે ? "

" કંઈ જ નહિ. હું તને બચાવવા આવી છું. મારું કહેવું માનશે તો તું બચી જશે. શું તને તારી બહેન શ્રીદેવી યાદ આવે છે ખરી ? "

" હા, આજે એ હોત તો......... "

શ્રીદેવી જીવે છે. એના આગ્રહથી જ મેં મહારાણા પાસેથી તારા પ્રાણની ભિક્ષા માંગી છે. ભિક્ષા મને મળી ગઈ છે. તને છોડાવવા માટે હું આવી છું. ગંગારામ ! હવે તું અહીંથી નાસી જા. કાલ સવારે આ રાજ્યમાં તું તારું મુખ બતાવતો નહિ. મુખ બતાવશે તો ફરી પાછો હું તને બચાવી શકીશ નહિ.

ગંગારામની સમજમાં કંઈ ન આવ્યું તેને જયન્તીની આ વાત પ્રતિ અવિશ્વાસ આવ્યો. પણ જ્યારે એણે રાજાના નોકરને હાથપગની બેડીઓ ખોલતો જોયો ત્યારે તેને કંઈક આશા આવી. તેણે પૂછ્યું: " મા ! શું મને ખરેખર જ મુક્ત કરવામાં આવ્યો છે ? "

જયન્તીએ કહ્યું: " બેડી ખુલી ગઈ છે, હવે ચાલ્યો જા. "

ગંગારામ જીવ લઈને નાઠો. રાતે ને રાતે જ શહેર છોડી તે ચાલ્યો ગયો.

## ૩૭

ગંગારામને મુક્ત કરવાની આજ્ઞા આપી જયન્તીના કહેવા મુજબ બારણાં ખુલ્લાં રાખવાની સૂચના આપી રાજા શયનગૃહમાં જઈ પલંગ ઉપર સૂઈ ગયો, તુરત જ નંદા આવી તેના પગ ચાંપવા લાગી. રાજાએ પૂછ્યું: "રમા કેમ છે?"

"રમાના દુઃખની વાત પછી કહીશ." નંદાએ જવાબ આપ્યો "કંઈ ખાસ વાત હોય એમ જણાતું નથી."

"હું બહુ થાકી ગયો છું. અત્યારે હું તેની પાસે જઈ શકું એમ નથી. મારા વતી તું એની પાસે જા અને હું પોતે તેની જેવી માવજત કરતે, તેવી જ તું કરજે અને હું શા કારણથી આવી શકતો નથી તે પણ તેને કહેજે.

વાત સાંભળી વાચક સીતારામની નિંદા કરશે. પણ

હવે આગળનો સીતારામ નહોતો. જે સીતારામે હિન્દુ સામ્રાજ્યની સ્થાપનાને ખાતર પોતાના સર્વસ્વનું જોખમ ખેડયું હતું, તે જ સીતારામ આજે રાજકાજ સંભાળવાને બદલે શ્રીદેવીની ઝંખના કરી રહ્યો હતો. જે સીતારામ શરણાગત કહી પોતાના જીવના ભોગે ગંગારામનો જીવ બચાવવા નીકળી પડયો હતો, તે જ સીતારામે આજે ગાદીએ બેસી ન્યાયનું અપમાન કરી શ્રીદેવીને લોભે ગંગારામને છોડી મૂકયો. જે પ્રજાવત્સલ હતો, એ આજે આત્મવત્સલ બન્યો હતો.

નંદા સમજી ગઈ કે રાજા આજે એકલા જ રહેવા ઇચ્છે છે. એટલે એ કંઈ પણ ન બોલતાં ચાલી ગઈ. સીતારામ પલંગમાં સૂતો સૂતો શ્રીદેવીની રાહ જોવા લાગ્યો.

આખો દિવસ અને રાતના બે પહોર સુધી કામ કરી સીતારામ થાકી ગયો હતો. બીજો કોઈ દિવસ હોત તો સીતારામ આડા પડતાંની સાથે જ ઊંઘમાં પડતે; પરંતુ થોડીવારમાં જ સીતારામની ઊંઘ ઉડી ગઈ. આંખ ઉઘડતાંની સાથે જ તેણે જોયું તો સામે ભગવા વસ્ત્રવાળી, રુદ્રાક્ષની માળા પહેરેલી, છૂટા વાળવાળી એક સુન્દર મૂર્તિ ઊભી છે.

પહેલાં તો તેને જયન્તી જાણી સીતારામ અકળાઈ અધીરાઈથી બોલી ઊઠયો: " શ્રીદેવી કયાં છે?" પણ પછી તેની ખાત્રી થઈ કે એ જયન્તી નહોતી શ્રીદેવી જ હતી.

" શ્રીદેવી! શ્રીદેવી! ઓ શ્રીદેવી! મારી શ્રીદેવી!" એમ મોટેથી બોલતાં બોલતાં બેઠા થઈ રાજાએ બંને હાથ

પહોળા કર્યાં. પરંતુ માથું ફરી આવ્યું કે પછી શું થયું તે-રાજા આંખ બંધ કરી પાછો સૂઈ ગયો. થોડીવાર બાદ પોતાની મેળે જ મૂર્છામાંથી એ ફરી પાછો જાગી પડ્યો.

મૂર્છામાંથી જાગતાં જ મુખ ઊંચું કરી તારાઓની માફક ફરકતી આંખે સીતારામ મીટ માંડીને શ્રીદેવીને જોઈ રહ્યો. કંઈ બોલ્યો નહિ. જાણે આંખ તૃપ્ત થાય નહિ ત્યાં સુધી વાતમાં આનંદ આવે એવો સંભવ નહોતો. જોતાં જોતાં આનંદથી ખીલી નીકળેલો તેનો ચહેરો કરમાઈ જતો હોય તેમ તેણે એક નિસાસો નાંખ્યો. રાજાએ 'મારી શ્રીદેવી' કહી બૂમ મારી હતી, વિચાર કરતાં તેને માલૂમ પડ્યું કે આ મારી " શ્રીદેવી " નથી. આતો કોઈ સ્થિર-મૂર્તિ, ધૈર્ય-વાળી, આંસુ વિનાની ઉછળતા રૂપ યૌવનવાળી, મહામહિમામયી કોઈ દેવી છે. મારી શ્રીદેવી નથી!

હાય! મૂઢ સીતારામ રાણી માગતો હતો-દેવીને લઈને શું કરશે?

## ૩૮

શ્રીદેવીએ રાજાની અને રાજાએ શ્રીદેવીની બધી વાત સાંભળી. શ્રીદેવીને ખાતર બધું કામકાજ પડતું મૂકી પોતે કેવી રીતે દેશ વિદેશ ફરતો રહ્યો હતો તે વાત પણ રાજાએ કહી. શ્રીદેવીએ પોતાની કેટલીક વાતો કરી તો થોડીક પડતી મૂકી. વાતચીત પૂર્ણ થયા પછી શ્રીદેવીએ પૂછ્યું: "હવે મારું કંઈ કામ છે ખરું?"

પ્રશ્ન સાંભળી સીતારામની આંખમાં આંસુ ભરાઈ આવ્યા. ઘણા દિવસો બાદ સ્વામી મળ્યા, ત્યારે સ્ત્રીએ પૂછી પૂછીને એ જ પૂછ્યું કે "હવે મારું કંઈ કામ છે?" સીતારામે મનમાં વિચાર્યું કે એને કહું કે 'છત સાથે દોરડું લટકાવી આપ, હું ટીંગાઈને મરી જાઉં.'

પણ તે ગમ ખાઈ ગયો. એ બોલ્યો: "આજે

પાંચ વર્ષથી હું રાણીની શોધમાં છું. હવે તું મારી રાણી બની અહીં રહે અને મારા મહેલને દીપાવ."

"મહારાજ!" શ્રીદેવીએ કહ્યું: "મેં નંદાના ઘણાં વખાણ સાંભળ્યાં છે. તમારું સૌભાગ્ય છે કે તમને આવી ડાહી અને ચતુર રાણી મળી છે. હવે કોઈ બીજી રાણીની આશા રાખો નહિ."

"તું વડી છે. નંદા ગમે તેવી હોય તારી જગ્યા તું શા માટે લેતી નથી?"

"એક વખત એવો હતો કે જ્યારે તમારી રાણી બની હોત, તો વૈકુંઠની લક્ષ્મી થવાનુંય મને મન થતે નહિ. મારા તે દિવસ હવે વહી ગયા છે."

"કોણે કહ્યું? કેવી રીતે ચાલી ગયા?"

"હું સન્યાસિની છું. મેં સર્વ કર્મોનો ત્યાગ કરી દીધો છે."

"સાધ્વી સ્ત્રીને સન્યાસ લેવાનો અધિકાર નથી. પતિની સેવા કરવી એ જ તારો એક માત્ર ધર્મ છે."

"જેણે સર્વ કર્મોનો ત્યાગ કરી દીધો છે, તેને માટે પતિ સેવા પણ ધર્મ નથી, ઈશ્વર સેવા પણ એનો ધર્મ નથી."

"બધા કર્મોનો કોઈ ત્યાગ કરી શકતું નથી. તું પણ નહિ. ગંગારામનો જાન બચાવ્યો, એ તેં કર્મ કર્યું નથી? મારી મુલાકાતે આવી, એ તેં કર્મ કર્યું નથી?"

"કર્યું છે, પરંતુ એથી મારો સન્યાસધર્મ ભ્રષ્ટ થઈ ગયો છે. એકવાર ધર્મભ્રષ્ટ થઈ, માટે સદાકાળ ધર્મભ્રષ્ટ થવાનું કહો છો ?"

"સ્વામીની સાથે રહેવામાં સ્ત્રી ધર્મભ્રષ્ટ થાય છે એવી ઉંધી વાત તને કોણે શીખવી ? ખેર, તેનો ઉપાય મારા હાથમાં છે. હું તારો સ્વામી છું. તારી ઉપર મારો અધિકાર છે. એ અધિકારની રૂએ હું તને હવે જવા દઈશ નહિ."

"તમે મારા સ્વામી છો અને રાજા પણ. એ સિવાય તમે મારા ઉપકારી છો. માટે તમે અટકાયત કરો તો મારાથી નહિ જવાય."

"હું તારો સ્વામી છું, રાજા છું, તારો ઉપકારી છું, એટલે મારી મના થાય તો તું જઈ શકે નહિ. એમ કેમ કહેતી નથી કે, તમે મને પ્રેમ કરો છો એટલે હું તમને છોડીને જઈ શકું એમ નથી. પ્રેમની સોનેરી જંજીર તું કેવી રીતે તોડી શકશે ?

"મહારાજ! એ ભ્રમ હવે દૂર થઈ ગયો છે. હવે તો હું સારી રીતે સમજું છું કે જે પ્રેમ રાખે તેને તેમાં સુખ અને ધર્મ છે. પણ જેના ઉપર પ્રેમ રાખવામાં આવે, તેને તેમાં શું ? માટીના ઠાકોરજી બનાવી તેને તમે પુષ્પચંદન ચઢાવો તેમાં તમારો ધર્મ, તમારું સુખ; પણ તેથી માટીના ઢીંગલાને શું લાભ ?"

"કેવી ભયાનક વાત કરે છે?"

"ભયાનક નહિ અમૃતમય વાત છે. પ્રભુપ્રેમ એ જ જીવનો ધર્મ અથવા સુખ છે. માટે પ્રાણી ઉપર પ્રેમ રાખવો જોઈએ. પરંતુ ઈશ્વર નિર્વિકાર છે, એને સુખ, દુ:ખ નથી. પ્રાણીઓમાં જે ઇશ્વરના અંશ રૂપ જીવ છે, એ પણ ઈશ્વર જ છે. ઈશ્વર અર્પિત જે પ્રેમ છે, એમાં સુખ, દુ:ખ નથી, માટેજ કહું છું કે કોઈ આપણી ઉપર પ્રેમ રાખે તો તેથી આપણને સુખ થાય છે એ માન્યતા માત્ર માયાનું જ રૂપ છે, એ એક ભ્રમ છે."

"માલૂમ પડે છે કે કોઈ ભામટા સન્યાસીને હાથે ચઢી કેટલીએક ભળતી વાત તું તેની પાસેથી શીખી આવી છે. પણ સ્ત્રીઓને માટે એ બધી વાતો સારી નથી. સારું શું છે તે હું તને કહું છું તે તું સાંભળ. હું તારો સ્વામી છું. મારી સાથે રહેવું એજ તારું કર્તવ્ય છે. એ સિવાય તારું કોઈ બીજું કર્તવ્ય નથી. હું રાજા છું. બધાના ધર્મનું રક્ષણ કરવું એ મારું કર્તવ્ય છે. પતિનું પણ એજ કર્તવ્ય છે કે તે પોતાની સ્ત્રીને ધર્માનુગામિની બનાવે. માટેજ હું તને સીધે રસ્તે ચઢાવીશ. હું તને તારા ધર્મ તરફ વાળીશ, જવા દઈશ નહિ."

"તમે મારા સ્વામી છો, રાજા છો, ઉપકારી છો એ તો મેં તમને પ્રથમથીજ જણાવી દીધુ છે. તમારી આજ્ઞા મારા શિર પર છે. પણ મારું માત્ર એજ કહેવું છે કે તમે મને રાખીને સુખી થઈ શકશો નહિ."

"તને જોઈને પણ હું સુખી થઈશ."

"ઠીક, તો મારી એક માંગણી છે. જો આપ મને ઘરમાં જ રાખવા રાજી હો તો અહીં શહેરમાં ન રાખતા; ગામ બહાર એક ઝૂંપડી તૈયાર કરાવી તેમાં રહેવા દેજો. હું સન્યાસિની છું. શહેરમાં મને ગમશે નહિ, અને લોકો પણ તમારી મશ્કરી કરશે."

"અને ઝૂંપડીમાં રાણી રહેશે તો લોકો મશ્કરી નહિ કરે કે?"

"હું આપની રાણી છું એ વાત કોઈને જણાવવાની જરૂર નથી."

"તારી સાથે મારી મુલાકાત થશે કે નહિ?"

"તે આપની ઈચ્છાની વાત છે."

"હું તારી પાસે આવજા કરું અને લોકો ધારે કે તું રાણી નથી, ત્યારે તેઓ તારે વિશે શું કહેશે, તેની તને ખબર છે ખરી?"

"હા. લોકો કહેશે કે હું તમારી રાખેલી સ્ત્રી છું. મહારાજ! હું સન્યાસિની, લોકોને કહેવું હોય તે ભલે કહે; મારે તેમાં માન અપમાન નથી. મારા માન અપમાન આપના હાથમાં છે."

"કેવી રીતે?"

"હું તમારી સહધર્મિણી છું. મારી સાથે ધર્મથી વર્તજો, અધર્માચરણ કરતા નહિ. ધર્મ સિવાયની ઈન્દ્રિય-

તૃપ્તિ, તે અધર્મ છે. પશુવૃત્તિ છે. ભગવાને પશુવૃત્તિને માટે લગ્નની વ્યવસ્થા કરી નથી. પશુઓમાં લગ્ન નથી. રાજર્ષિઓ ચિત્તની શુદ્ધિ કર્યા વગર કદી પણ સ્ત્રી સહવાસ કરતા નહોતા. ઇન્દ્રિયોના વશમાં રહેવું એ પાપ છે. જે વખતે હું જોઇશ કે આપ નિષ્પાપ બની શુદ્ધ ચિત્તે મારી સાથે વાતચીત કરવા શક્તિમાન બન્યા છો, તે વખતે હું આ ભગવાં વસ્ત્ર છોડી દઈશ. ત્યાં સુધી, મહારાજ, હું આ વસ્ત્ર છોડીશ નહિ અને તમારે જુદા આસન ઉપર બેસવું પડશે."

"હું તારો ધણી છું. મારી મરજી અનુસાર જ તારે વર્તવું પડશે."

"હા, તમે તમારું ધાર્યું કરી શકો એમ છો, કારણ, તમે બળવાન છો! પરંતુ મારામાં પણ એક બળ છે, હું વનવાસિની છું. વનમાં અમને અનેક આફતોનો સામનો કરવો પડે છે. કેટલીકવાર તો એવી વિપદ સામે આવે છે કે જેમાંથી બચવું પણ મુશ્કેલ થઈ પડે છે. એવે વખતે અમારું રક્ષણ કરવાના હેતુથી અમે વિષ સાથે લઈને જ ફરીએ છીએ. મારી પાસે વિષ છે, જરૂર પડશે તો ખાઈશ."

ન હોય! હાય! આ શ્રીદેવી તે સીતારામની શ્રીદેવી.

## ૩૯

સીતારામ સમજવા છતાં પણ ન સમજ્યો. તેના મનને કોઈપણ પ્રકારનો સંતોષ થયો નહિ. પોતાનો વહાલો સંબંધી મરી જાય છે, તો પણ માણસ તેના શબ પાસે બેસી રહે છે. થોડી પળ તો તેને વિશ્વાસ પણ આવતો નથી કે એનો શ્વાસ બંધ થયો છે. પાગલ લિયરની× જેમ એ આરસી માગે છે અને જુએ છે કે એ આરસી ઉપર એના શ્વાસનો ડાઘ પડે છે કે નહિ. છેલ્લાં કેટલાક વરસો થયાં સીતારામ મનમાં ને મનમાં શ્રીદેવીની એક મૂર્તિ સ્થાપી તેની પૂજા કરતો હતો. બહારની શ્રીદેવી જેવી હતી તેવી જ અંદરની શ્રીદેવી પણ હતી. બહારની જે

× મહાકવિ શેકસપિયરના king Lear નામક નાટકનું એક મુખ્ય પાત્ર.

શ્રીદેવીને સીતારામે હૃદયમાં બેસાડી હતી, તે જ શ્રીદેવી આજે તેની સામે ઊભેલી હતી. તો પછી એ અંદરની શ્રીદેવી કરતાં ભિન્ન કેમ ? સીતારામે તેને એકવાર પણ એ જુદી છે એવો ખ્યાલ રાખ્યો નહોતો. લોકો ગમે તેમ કહે પણ મનુષ્ય જેવી ઇચ્છા કરે છે તેવી જ તે પામે છે માણસ કેટલીવાર મરે છે તે આપણે જાણતા નથી. એક જ દેહ કેટલી વાર પુનર્જન્મ ધારણ કરે છે તે પણ આપણા જ્ઞાનની બહાર છે. સીતારામ સમજ્યો નહિ કે તેની શ્રીદેવી મરી ગઈ છે અને બીજી શ્રીદેવીએ તેના દેહમાં જન્મ ધારણ કર્યો છે. મનમાં વિચાર્યું : "મારી શ્રીદેવી હજી મારી શ્રીદેવી જ છે ! તેથી જ શ્રીદેવીની મોટી મોટી વાત તેણે કાને ધરી નહિ, એ સાંભળવા જેટલી તેનામાં શક્તિ પણ નહોતી. શ્રીદેવીને છોડે તો બધું છોડવું પડે એમ હતું.

કોઈપણ પ્રયત્ને શ્રીદેવી રાજમહેલમાં રહેવા માટે રાજી ન બની, લાચાર થઈ સીતારામે તેને માટે એક સુન્દર 'ચિત્ત વિશ્રામ' નામનો મહેલ બંધાવી આપ્યો. એમાં શ્રીદેવી વ્યાઘ્રચર્મ બિછાવી રહેવા લાગી. રાજા દરરોજ તેની મુલાકાતે જતો, જુદા આસન ઉપર બેસી તેની સાથે વાતચીત કરી પાછો ફરતો. આનું પરિણામ રાજાને માટે વિસ્મય આવ્યું.

વાતચીત કેવા પ્રકારની થતી હતી તેનો કંઈ વિચાર આવે છે ? રાજા કરતો હતો પ્રેમની વાત, શ્રીદેવીને માટે

પોતે અત્યાર સુધી જે જે કષ્ટ વેઠયું હતું, તેની વાત; શ્રીદેવી સિવાય તેના જીવનમાં હવે બીજું કોઈજ નથી એ વાત, અને કેટલા દેશમાં તેણે કેટલા માણસો મોકલ્યા હતા. તથા કેટલા દેશમાં પોતે જાતે શોધવા ફર્યો હતો, તે વાતનું રોજ તે શ્રીદેવીને સ્મરણ કરાવ્યા કરતો હતો રાજા જ્યારે આવી વાતો કરતો ત્યારે શ્રીદેવી પર્વતોની વાત, અરણ્યોની વાત, જંગલી પશુ, પક્ષી, ફળ, ફૂલ, કંદ અને મૂળની વાત; ધર્મ, અધર્મ, કર્મ અકર્મની અને દેશાચાર તથા લોકાચારની વાત કહેતી હતી.

વાત સાંભળતાં સાંભળતાં જુદા આસને બેસવા છતાં પણ રાજાને કષ્ટ થવા લાગ્યું. વાત બધી આનંદ આપે તેવી થતી હતી! આગ તો સળગી ચૂકી હતી. હવે ઘર પણ બળવા માંડ્યું. શ્રીદેવી તો સદા માટેની ફક્કડ જ હતી! જે શ્રીદેવીએ ઝાડની ડાળે ઊભા રહી પાલવ હલાવી જંગમાં જીત મેળવી હતી. તેના કરતાં આજની શ્રીદેવી રૂપમાં અનેક ગણી રૂપાળી હતી. શરીરનું સ્વાસ્થ્ય અને શુદ્ધતાથી સુન્દરતા વધે છે. શ્રીદેવીનું સ્વાસ્થ્ય અને મનની શુદ્ધતા પહેલાં કરતાં સોગણી વધી હતી. પ્રાતઃકાળના ખિલેલાં ફૂલની જેમ એનું સ્વાસ્થ્ય સર્વાંગ સુંદર હતું, એ સિવાય એનું ચિત્ત શાંત હતું, ઈન્દ્રિયો ક્ષોભરહિત હતી, વળી એ ચિંતા વગરની, વાસના વગરની, ભક્તિમયી, પ્રીતિમયી અને દયામયી હતી. એથી જ એના સૌંદર્યમાં કોઈ વિકાર નહોતો, દુઃખની માત્રા પણ નહોતી, ઈન્દ્રિય ભોગની છાયા પણ નહોતી, ક્યાંય ચિંતાનું ચિહ્ન પણ નહોતું. આવી

મધુર અને સુખમયી મૂર્તિની સામે શું પેલી સિંહવાહિની મૂર્તિ કયારેય પણ ટકી શકે ખરી? તેમાં વળી આ મનમોહિની વાત દેશદેશની, જાત જાતની, અગાઉ કોઈ દિવસ સાંભળેલી નહિ તેવી. કોઈ કૌતૂહલજનક, કોઈ મનોરંજન, કોઈ બોધદાયક. જ્યાં આ બધું ભેગું મળ્યું હોય ત્યાં કયો સંસારી માણસ ટકી શકે? સીતારામના હૃદયમાં આગ તો સળગી ચૂકી હતી. હવે ઘર પણ બળવા લાગ્યું.

પહેલાં સીતારામ રોજ બે પહોર ચિત્તવિશ્રામમાં આવતો અને એકાદ પહોર વાતચીત કરી ચાલ્યો જતો. પછી ધીમે ધીમે તેને મોડું થવા લાગ્યું. જુદા આસને તો જુદા આસને પણ રાજા ત્યાં બેસી રહેવા લાગ્યો. ભૂખ લાગે નહિ અને ઊંઘ સતાવે નહિ ત્યાં સુધી રાજા ત્યાંથી ઊઠતો નહિ. આમાં એને કંઈક તકલીફ પડવા માંડી. એટલે એણે ચિત્તવિશ્રામમાં જ રાતના જમવાનો અને ત્યાં જ સૂવાનો પ્રબંધ કર્યો. ત્યાં એ અલગ ભોજન કરતો અને જુદા ઓરડામાં સૂઈ રહેતો. શ્રીદેવીએ તેને પોતાના વ્યાઘ્ર-ચર્મની પાસે આવવા દીધો નહિ. આટલું કરવા છતાં પણ તેની લાલસા મટી નહિ. સવારે રાજમહેલમાં પાછા જતાં દરરોજ મોડું થવા લાગ્યું. સવારે શ્રીદેવીની સાથે બે ચાર વાત કર્યા વગર તેનાથી જઈ શકાતું નહિ. જ્યારે બહુ મોડું થવા માંડ્યું, ત્યારે બપોરે ચિત્તવિશ્રામમાં જ તે જમી લેવા લાગ્યો, જમ્યા પછી થોડીએક ઊંઘ લઈ બપોર પછી એકાદ

વાર તે રાજકાર્યને માટે મહેલમાં જઈ આવતો. પછી કોઈ દિવસ જતો, કોઈ દહાડો વાતમાં ને વાતમાં ત્યાં જ બેસી રહેતો. આખરે વાત એટલી હદે પહોંચી કે રાજા જ્યારે પણ રાજમહેલમાં જતો ત્યારે ત્યાંથી તુરત જ પાછો આવી જતો, ચિત્તવિશ્રામ વગર તેને જરાય ચેન પડતું નહોતું હવે એ ચિત્તવિશ્રામમાં જ રહેવા લાગ્યો. રાજમહેલમાં ક્યારે ક એ આંટો મારી આવતો એટલું જ.

કોઈ ને કોઈ પણ કામસર ચિત્તવિશ્રામમાં આવવાની આજ્ઞા નહોતી. ચિત્તવિશ્રામના અંતઃપુરમાં કીડી પતંગિયાં પણ દાખલ થઈ શકતાં નહોતાં. આમ રાજા અને રાજકાર્ય વચ્ચેનો સંબંધ ધીમે ધીમે ઓછો થતો ગયો.

## ૪૦

રામચંદ અને શ્યામચંદ નામના બે ગરીબ માણસો મહમ્મદપુરમાં રહેતા હતા. એક દિવસે સવારે તેઓ રામચંદના મકાનમાં એકાંત સ્થળે બેસી બીડી ફૂંકતા ફૂંકતા ગામગપાટા મારી રહ્યા હતા. તેમની વાતચીતનો કેટલોક ભાગ વાચકોને માટે અગત્યનો છે.

"ભાઇ !" રામચંદ બોલ્યો: "આ ચિત્તવિશ્રામમાં શું ગોટાળો ચાલે છે તેની તને કંઇ ખબર છે ?"

"ભાઈ! એ તો રાજરજવાડાની વાત કહેવાય. ત્યાં તો એવું ઘણું ઘણું ચાલે છે. પણ આપણા જેવા ગરીબોને એ વાત સાથે શું મતલબ! તોપણ મહારાજા બહુ ભલા છે. આપણે શા માટે તેમની આવી નિંદા કરવી જોઇએ."

"તારી વાત સો ટકા સાચી છે. તોપણ મારી

માન્યતા મુજબ મહારાજા હવે પહેલાનાં જેવા ધાર્મિકવૃત્તિ-વાળા રહ્યા નથી. આજ સુધી તો આવી વાતો આપણા સાંભળવામાં આવી નહોતી."

"હા, લોકો પણ કહે છે કે હવે રાજા પહેલાના જેવા રહ્યા નથી. માણસ બારે દિવસ એક સરખો રહેતો નથી. ધન દોલત વધવાથી મનને પણ જરા આડાઅવળા માર્ગ સૂઝે. પહેલાં આપણે રામરાજ્યમાં રહેતા હતાં. ભૂષણ તાબે થયું ત્યારથી તે દિવસ ગયા."

"મને પણ એમ જ લાગે છે. આ ચિત્તવિશ્રામ બંધાયું ત્યારથી વાત વધી પડી છે. મહારાજને વશ કરવા એ સહેલી વાત નથી. સ્ત્રી પણ કોઈ ઉસ્તાદ હોવી જોઈએ. કોણ જાણે ક્યાંથી એ બલા અહીં ઉડીને આવી છે."

"સાંભળ્યું છે કે એ કોઈ ભૈરવી છે. કોઈ તો એમ પણ કહે છે કે એ ડાકણ છે. ડાકણને જાતજાતનું જાદુ કરતાં આવડે એ જાદુના બળે તે ભૈરવી બનીને ફરે છે! વળી કોઈ તો કહે છે કે એની એક જોડીદાર પણ છે. તે પણ અહીં ફરતી રહે છે. છતાં કોઈ તેને જોઈ શકતું નથી."

"ત્યારે તો સર્વનાશ થયું! રાજા ડાકણના હાથમાં સપડાયો છે. હવે શું આ રાજ રહેવાનું છે?"

"લક્ષણ તો એવા જ લાગે છે. રાજાને તો રાજની કંઈ પડી નથી. હવે ચન્દ્રચૂડ ઠાકુર જે કરે તે ખરું. પણ

એ બ્રાહ્મણ લડાઈની વાત શું સમજે ? લોકો તો કહે છે કે જે વખત જાય છે તેમાં નવાબનું સૈન્ય અહીં આવી પહોંચશે. ”

“ ભલે આવે. મૃણ્મય તો તો છે ને ? ”

“ તું તો એવોને એવો જ રહી ગયો, પારકાંને વળી પંચાત શું ? જેનું જે કામ તેને જ એ છાજે. મૃણ્મય તે શું તોપ ફોડવાનો હતો ! પેલા ગંગારામે શું કર્યું હતું તે યાદ આવે છે ને ? અને હવે મૃણ્મય શું ઉકાળશે ! કદાચ એ દુશ્મનોને મળી જાય તો તો આપણા બાર જ વાગી જાય ! જોજે તો ખરો, આપણે એકેએક જણ ઝબ્બે થઈ જઈશું ”

“ તો તો પછી અહીં રહેવામાં સાર જ નથી. ”

“ હું પણ એ જ કહું છું ને ? ”

“ તો ભાઈ, કોઈને કહેતો નહિ. માત્ર તને જ આ વાત જણાવું છું. હું આ શહેર છોડી આજકાલમાં બીજે ચાલ્યો જવાનો છું. ”

“ હેં ! ત્યારે હું શું કામ અહીં રહી ઝબ્બે થાઉં ! પણ આ ઘરબાર, વેપાર ધંધો, વગેરે છોડીને ચાલ્યા જવું એ મારા જેવા ગરીબને કેમ પરવડે ? ”

“ તને તારો જાન પ્યારો છે કે ઘરબાર ? કોઈ સારો રાજા આવશે ત્યારે ફરી પાછા રાજ્યમાં આવી વસીશું. ઘરબાર કંઈ થોડાં નાસી જવાનાં છે ? ”

## ૪૧

"મહારાજ" શ્રીદેવીએ કહ્યું: "તમે તો સદા ચિત્તવિશ્રામમાં જ પડયા પાથર્યા રહો છો. રાજ્યનું કામ કોણ સંભાળે છે?"

"તું જ મારું રાજ્ય છે. તારાથી મને જે સુખ મળે છે તે શું રાજ્યથી મળી શકે ખરું?"

"છિ: છિ: મહારાજ! આટલા માટે જ હિન્દુ રાજ્ય સ્થાપવા નીકળ્યા હતા? મારે માટે હિન્દુ સામ્રાજ્ય ગયું, ધર્મ ગયો, હું એકલી જ તમારું સર્વસ્વ? આ તે રાજા સીતારામ રાય?"

"રાજ્ય તો સ્થાપન થઈ ચૂકયું છે."

"શું એ ટકી રહેશે ખરું?"

"એનો નાશ કોણ કરી શકે એમ છે?"

"તમે જ એનો નાશ કરી રહ્યા છો. રાજાનું રાજ્ય અને વિધવાનું બ્રહ્મચર્ય, એ બંને સરખાં. કાળજી પૂર્વક રક્ષા કરો નહિ, તો એ રહે પણ નહિ."

"કેમ, રક્ષા તો થાય છે?"

"તમે રાજ્યની શું રક્ષા કરો છો? હું તો તમને સદા મારી પાસે જ બેઠેલા જોઉં છું."

"હું રાજકાજ ઉપર ધ્યાન આપતો નથી, એમ નથી. લગભગ રોજ રાજમહેલમાં જાઉં છું. એક ઘડી નજર નાંખી હું જે કામ કરું છું તે કામ કોઈ એક આખા

દિવસમાં પણ ન કરી શકે. એ સિવાય રાજકામ સંભાળવા તર્કાલંકાર ઠાકુર છે, મૃણ્મય છે. તેઓ રાજકાર્યમાં ચતુર છે. તેઓ છે ત્યાં સુધી હું દેખરેખ ન રાખું તો પણ ચાલે."

"એકવાર તો એમના હોવા છતાં પણ રાજ્ય ચાલી જવાની અણી પર હતું. અકસ્માત તમે તે દિવસે રાત્રે જો આવી પહોંચ્યા ન હોત, તો રાજ્ય રહેતે પણ નહિ. વળી પાછા શા માટે તેમના વિશ્વાસ ઉપર રહો છો?"

"હું તો અહીં જ છું, ક્યાંય પણ ગયો નથી. જો કોઇ આફત આવશે તો એને પાછી વાળીશ."

"જ્યાં સુધી એ વિશ્વાસ છે, ત્યાં સુધી તમે કંઇ પ્રયત્ન કરવાના નથી. પ્રયત્ન વગર કંઈ કામ થઈ શકે એમ નથી."

"પ્રયત્નમાં તું શું ખામી જુએ છે?"

"હું સ્ત્રી છું, સંન્યાસિની છું. હું રાજકાજ તો જાણુતી નથી કે તમને ઉત્તર આપું. તોપણ મારા મનમાં એક વાતનો બહુ ડર રહે છે. મુર્શિદાબાદની કંઈ ખબર મળે છે કે નહિ? તુરાબમાં ગયો—ભૂષણ ગયું—હવે નવાબ કંઈ ચૂપચાપ બેસી શકે?"

"એની ચિંતા ન કર. જ્યાંસુધી મુર્શિદકુલીખાંનને જમીન મહેસૂલ દર કિસ્તે નિયમિત મોકલ્યા કરશું, ત્યાંસુધી તે ચું કે ચાં કરશે નહિ."

"એને મોકલો છો ખરા?"

"હા, મોકલવાનો પૂરો બંદોબસ્ત કર્યો છે; પણ આ વખતે મોકલી શકાઈ નથી. કંઈક ખર્ચ વધુ થઈ ગયો છે."

"તો પછી એ શાંત કેવી રીતે રહી શકે ?"

નીચું માથું કરી સીતારામ લાંબા સમય સુધી ચૂપ રહ્યો. તે બાદ બોલ્યો : "તે શું કરે છે, શું કરશે, તેની મને કંઈ ખબર મળી નથી."

"મહારાજ !" શ્રીદેવીએ કહ્યું : "ચિત્તવિશ્રામમાં રહીને એ ખબર રાખવાનું પણ ભૂલી ગયા કે શું ?"

ચિંતાતુર બની સીતારામે કહ્યું : "એવું જ કંઈ માલૂમ પડે છે. શ્રીદેવી તારું મુખ જોઈ હું બધું જ ભૂલી જાઉં છું."

"તો મારી આપની પાસે એક ભીખ છે. મારું આ કાળું મોં ફરી પાછું મને સંતાડવા દો, નહિ તો સીતારામ રાયનું નામ બદનામ થશે. આ ધર્મ રાજ્ય નષ્ટ-ભ્રષ્ટ થઈ જશે. મને આજ્ઞા આપો, હું ફરી વનમાં ચાલી જઈશ."

"જે થવાનું હોય તે ભલે થાય. મેં વિચારી જોયું છે. કાં તો મારે તને છોડવી પડશે કે પછી આ રાજ્યને. હું રાજ્યને ત્યજી શકીશ, પણ તને છોડવાનું મારાથી બની શકશે નહિ."

"તો એમ કરો. રાજ્યને કોઈ યોગ્ય માણસના હાથમાં આપી દો. પછી સંન્યાસ લઈ મારી સાથે ચાલો."

સીતારામ પાછો વિચારમાં પડી ગયો. અત્યારે તેની ભોગલાલસા ઘણી પ્રબળ હતી. થોડા વખત પહેલાં જો આ વાત કહેવામાં આવી હોત તો સીતારામ રાજ્યત્યાગ કરી શકતે. આજે તે સીતારામ નહોતો. રાજ્યભોગથી સીતારામનું મન મેલું થયું હતું. સીતારામ રાજ્યત્યાગ કરી શક્યો નહિ.

## ૪૨

જે દિવસે રમા સભામાં મૂર્છા ખાઈને પડી ગઈ અને સખીઓ તેને ઉઠાવીને લઈ ગઈ હતી એ દિવસથી એ ખાટલો છોડી પાછી ઊઠી શકી નહિ. જીવ ઉપર જોરાવરી કરીને તેણે પોતાના સતી નામની રક્ષા કરી હતી. નામ રહ્યું, જીવ જવા બેઠો હતો.

રમાનો રોગ અત્યારે જૂનો થયો હતો. રાજાની રાણી, એટલે સારવારનો સવાલ નહોતો. વૈદોની દોડધામ મચી રહી. અનેક વૈદો સરકારી નોકરીમાં હતા. તેમને વધુ કામ નહોતું. નોકર–ચાકરોને સાધારણ દવા, ચૂરણ–ચટની વગેરે ખવડાવી અને દાસીઓને પુષ્ટિની દવા આપી તેઓ વખત પસાર કરતા હતા. હવે રાણી માંદી પડી એટલે તેમના ભાવ વધી પડયા. રાણીને શું રોગ છે તેનો નિર્ણય કરવા વાદવિવાદ થવા લાગ્યો. મૂર્છા, વાયુ, પિત્ત, હ્રદયરોગ આદિ જાતજાતનાં રોગનાં લક્ષણો સાંભળતાં સાંભળતાં રાજપુરુષો કંટાળી ગયા. કોઈ માધવનિદાનના, તો કોઈ વાગ્ભટના સમ ખાય, કોઈ ચરકસંહિતાના શ્લોકો કહે, તો કોઈ સુશ્રુતની ટીકા ઝાડે! પરંતુ રોગનો કંઈ પણ નિર્ણય થઈ શકયો નહિ.

પણ વૈદરાજો માત્ર શ્લોકોની વાત બનાવી નિશ્ચિંત રહ્યા, એમ કહી તેમની હું નિંદા કરીશ નહિ. તેમણે જાત-

જાતનાં ઓષધ આપ્યાં. કોઈએ ગોળીઓ, કોઈએ ચૂરણ, કોઈએ ઘૃત, કોઈએ તેલ ઔષધિ તૈયાર કરવાની જરૂર બતાવી. કોઈએ કહ્યું: "અમારે ત્યાં જેવી દવાઓ તૈયાર છે તેવી ક્યાંય પણ નથી, ગમે તેમ હોય, રાજદરબાર, રાણી માંદી, ઔષધ તો જોઈએ-નવાં બને નહિ એમ તે કંઈ ચાલે ? અને, તો દશ જણને બે-પાંચ રૂપિઆ કમાવાની તક મળે, એટલે ઔષધ તૈયાર કરવાની ધાંધલ મચી રહી.

પરંતુ જેને માટે આ બધી ધમાલ મચી રહી હતી તેને દવા સાથે બહુ સંબંધ થતો નહોતો. વૈદરાજો દવાની વ્યવસ્થા કરી શકતા નહોતા, એમ નહોતું. તેમનો જરા પણ વાંક નહોતો. રમાએ પોતે જ તેમની મહેનત પર ઠંડુ પાણી ફેરવ્યું હતું. તે દવા ખાતી જ નહોતી. મુરલાની જગ્યાએ રાણીની સેવા કરવા માટે યમુના નામની એક દાસીને રાખવામાં આવી હતી. યમુના જરા વયમાં મોટી હતી એટલે નંદાએ તેને આ જગ્યાએ પસંદ કરી હતી. યમુના પોતાને ઘરડી માનતી હોય એમ અમારું માનવું નથી. તોપણ તેનું વર્તન એક ઘરડી ડોસીના જેવું હતું અને તે રમા પ્રત્યે સારો ભાવ બતાવી તેની કાળજીથી ચાકરી કરતી હતી. રોગીની સારવારમાં કંઈ ખામી ન આવે તેની તે સખ્ત તકેદારી રાખતી હતી. રમાને માટે વૈદરાજો જે દવા આપતા, તે યમુનાના હાથમાં જતી; દવા આપવી એ તેનું કામ; પરંતુ તે ખાવી કે ન ખાવી, એ રોગીની મરજીની વાત હતી. રમા કોઈપણ રીતે એ દવા ખાતી નહોતી.

આ બાજુ રોગ પણ નરમ ન થયો, અને દિન પર દિન એ વધવા જ લાગ્યો. આ જોઈ યમુનાને લાગ્યું કે હવે મોટી રાણીને આ બધી વાત કહી દેવી જોઈએ, એમ કહીને એક દિવસે તેણે રમાને કહ્યું: "હું મારાં રાણીજી પાસે જાઉં છું. તે આવીને તેમના પોતાના હાથે તમને દવા ખવડાવશે."

"હવે મરવાના સમયે શા માટે સંતાપી રહી છે? હું તારી સાથે કંઈ સમજુતી કરવા માંગુ છું."

"શેની?"

"તું મને દવા વેચાતી આપશે? ગોળી દીઠ એક-એક રૂપિયો આપવા હું રાજી છું.

"એ વળી શું મા? તમારી દવા તમને શા માટે વેચાતી આપું?"

"નહિ સમજી? પૈસા લઈ તું મને દવા વેચાતી આપે, એટલે દવાની માલિક હું થઈ મારે જોઈએ તો ખાઉં ને ના જોઈએ તો ફેંકી દઉં. પણ તારે આ વાત કોઈને કહેવી નહિ."

યમુના આ વાત કેટલાક સમય સુધી વિચારી રહી. એ પાક્કી હતી. મનમાં વિચાર્યું: "આમે ને આમે આને મરવું જ છે, ત્યારે હું શા માટે પૈસા જતા કરું?" આમ વિચારી તે બોલી: "તમારે દવા ખાવી જ હોય, તો પૈસા આપીને લો કે એમની એમ લો, પણ લેતા કેમ નથી? અને નહિ ખાવાની ઈચ્છા હોય, તો મારે રાખીને શું કરવી છે?"

અંતે વાત પતી ગઈ. યમુનાએ પૈસા લઈને રમાને દવા વેચાતી આપી. રમાએ થોડીક દવા પિચદાનીમાં નાંખી

દીધી. થોડીક ઓશીકા નીચે મૂકી. ઊઠવાની શક્તિ નહોતી કે જઈને એને બીજે મૂકી આવે.

શરીરનાશનાં બધા ચિહ્નો એક પછી એક જણાવા લાગ્યા. નંદા રોજ રમાને જોવા માટે આવતી. બે એક ઘડી વાતચીત કરી જતી રહેતી. તેણે રમાના શરીર પર મોતની છાયા જોઈ. નંદા વિચાર કરવા લાગી: "વૈદરાજ શું કરી રહ્યા છે? આટલો રોગ પણ સારો કરી શકતા નથી?" મનમાં ને મનમાં એ વૈદ્યો પર ખૂબ ક્રોધે ભરાઈ. તેણે તુરત જ દાસી મારફતે બધા વૈદ્યોને બોલાવી મંગાવ્યા. બધા ભેગા થયાં એટલે તેમને એકાંતમાં લઈ જઈ સારી પેઠે તેમની ખબર લઈ નાંખતાં નંદાએ કહ્યું: "તમને રોગ મટાડતાં આવડતું નહિ હોય તો હરામનો પગાર શા માટે ખાવ છો?"

એક વૃદ્ધ વૈદરાજથી રહેવાયું નહિ, તે બોલ્યો: "મહારાણીજી, વૈદ બહુ બહુ તો દવા આપે, કંઈ આવરદા નહિ આપે."

આ સાંભળી નંદા ચિડાઈ ગઈ. તે બોલી: "તો મને દવાની જરૂર નથી. અને વૈદ્યોનું પણ કામ નથી! તમે સૌ તમારે ઘેર જાઓ."

વૈદરાજો શરમાઈને નીચું જોઈ રહ્યા. પેલા વૃદ્ધ વૈદ-રાજ બુદ્ધિમાન હતા. તેમણે કહ્યું: "અમારા નસીબમાં યશ નહિ, એટલે આમ થયું છે. બાકી હું કહું છું કે મેં જે દવા આપી હતી, તે સાક્ષાત્ ધન્વંતરિ! જો આપ એક શરત સ્વીકારો, તો હજુ ત્રણ દિવસમાં આરામ કરી આપ-વાનું હું આપને વચન આપું છું."

"શું શરત છે?"

"હું જાતે પાસે બેસીને દવા ખવડાવું." ડોસાને લાગ્યું કે–છોકરી દવા ખાતી જ નહિ હોય, નહિ તો મારી દવા ખાય અને એ મરે જ કેમ ?"

આ વૈદની વાત નંદાએ કબૂલ કરી, અને તેને વિદાય કર્યો, એ પછી રમાની પાસે જઈને તેને બધી વાત કરી. સાંભળીને રમા મંદમંદ હસી. એનામાં જોરથી હસવાની તો શક્તિ જ ક્યાં હતી !

"કેમ હસવું આવ્યું ?" નંદાએ પૂછ્યું.

"મારે દવા ખાવી નથી."

"છિ! છિ! આટલા દિવસ દવા ખાધી તો ત્રણ દિવસ વધારે."

"મેં દવા ખાધી જ નથી."

"હેં! નંદા ચમકી ગઈ. જરાપણ નહિ ?"

"બધી ઓશીકા નીચે પડી છે."

નંદાએ ઓશીકું ઊંચકીને જોયું તો બધી દવા ત્યાં પડી હતી. તેણે પૂછ્યું : "કેમ, બહેન, હવે શા માટે આત્મઘાતિની બને છે ? કલંકમાંથી તો તું છૂટી છે !"

"તેમ નથી–હું દવા ખાઈશ."

"ક્યારે ?"

"જ્યારે રાજા મારી પાસે આવશે ત્યારે."

રમાની આંખમાં દડદડ આંસુ નીકળી પડ્યાં. નંદાની આંખો પણ આંસુથી ભરાઈ આવી. સીતારામ હવે રમા પાસે આવતો જ નહોતો. તે તો ચિત્તવિશ્રામમાં જ પડ્યો રહેતો હતો. આંખનાં આંસુ લૂછતાં–લૂછતાં નંદા બોલી : "હવે રાજા મહેલમાં આવશે કે જરૂર હું તેને તારી પાસે મોકલીશ."

---

"હવે રાજા મહેલમાં આવશે ત્યારે જરૂર તેને હું તારી પાસે મોકલીશ." એમ આશ્વાસન આપીને નંદા ચાલી ગઈ. આ આશ્વાસનથી રમા કેટલાક દિવસ સુધી જીવતી રહી શકી. પણ હવે એ બચે એમ જણાતું નહોતું. નંદા પણ પોતે આશ્વાસન આપી આવી હતી તેને જ પૂર્ણ કરવાની ચિંતામાં હતી, પરંતુ રાજા હાથમાં આવતો નહોતો. ક્યારેક રાજા હાથમાં આવતો તો "આજે નહિ, કાલે" કહી તેના હાથમાંથી છટકી જતો હતો. નંદા એ પ્રતિજ્ઞા કરી હતી કે રાજા પર ક્યારેય પણ ક્રોધ કરીશ નહિ. તે પોતાના મનમાં કહેતી રાજાને તો ડાકણ વળગી છે. પણ મારે શા માટે ભૂતને વળગવું? જો ક્રોધ રૂપી ભૂતના પંજામાં હું સપડાઈશ તો આ ઘર સંસારનું સત્યાનાશ વળી જશે. એટલે નંદાએ સીતારામ ઉપર ક્રોધ કર્યો નહિ. તે ચિત્ત દઈને પોતાનું કર્તવ્ય બજાવતી રહી. પણ પેલી ડાકણ ઉપર તેને ખૂબ ચીડ ચઢી. નંદાને ખબર નહોતી કે એ ડાકણ જ શ્રીદેવી છે. સીતારામ સિવાય બીજું કોઈપણ એ ભેદ જાણતું નહોતુ. નંદાએ ઘણી વખત તપાસ કરવા માટે માણસો મોકલ્યાં હતાં પણ સીતારામની આજ્ઞા વગર ચિત્ત વિશ્રામમાં એક માખી પણ જઈ શકતી નહોતી. એટલે કંઈ બની શકયું નહિ. લોકોમાં વાત ચાલી રહી હતી કે ડાકણ દિવસના સમયે સુંદર રૂપ ધારણ કરી ઘરનું કામ-

કાજ કરતી હતી, અને રાત્રે શિયાળવી બની સ્મશાનમાં રખડી રખડી નર-માંસનું ભક્ષણ કરતી હતી. અત્યંત ભય પામી નંદાએ આ વાત ચન્દ્રચૂડ મહારાજ આગળ કરી. ચન્દ્રચૂડે સારામાં સારા તાંત્રિક બ્રાહ્મણોને બોલાવી તાંત્રિક યજ્ઞ કરાવ્યા. પણ કોઈપણ રીતે પેલી ડાકણ ખસી નહિ. અંતમાં એક ચતુર તાંત્રિકે કહ્યું: "માણસ જાતથી એનો કંઈપણ ઈલાજ થાય એમ નથી. એ સામાન્ય ડાકણ નથી. પણ કૈલાસ વાસિની સાક્ષાત્ ભવાનીની સહચરી છે. એનું નામ વિશાલાક્ષી છે. રુદ્રના શાપથી મૃત્યુલોકમાં મનુષ્યના સહવાસ માટે આવી છે. શાપમાંથી જ્યારે એ મુક્ત થશે ત્યારે આપોઆપ એની મેળે ચાલી જશે." આ સાંભળી નંદા અને ચન્દ્રચૂડ બંને ચિંતાતુર બન્યા. નંદા મનમાં વિચારતી: "એ ભવાનીની સહચરી હોય કે પછી બીજી કોઈ, જો એકવાર પણ મને એ સામી મળી તો એનો ટોટો જ પીસી નાંખીશ."

નંદાને સીતારામ પર જરાય ક્રોધ આવતો નહોતો. સીતારામ પણ રાજમહેલમાં આવતો ત્યારે ક્યારેક ક્યારેક નંદાને મળતો. દરવખત નંદા તેને રમાની ખબર આપી કહેતી: "રમા બહુ મૂંઝાય છે. તમે એને એકવાર તો જોઈ આવો ખરા." સીતારામ "જાઉં છું, જઈશ" કહેતો પણ જતો નહિ. એક દિવસ નંદાએ તેને જોરથી પકડ્યો અને કહ્યું: "જોવી હોય તો એને આજે જ જોઇ આવો, નહિ તો પછી ફરીથી એની સાથે આપને કદી પણ મુલાકાત થશે નહિ."

નિરૂપાયે સીતારામને રમા પાસે જવું પડ્યું. સીતારામને જોઈને રમા ખૂબ રડી. તેણે સીતારામને ઠપકો આપ્યો નહિ. કટુ વચન પણ કહ્યાં નહિ, તે કંઈ જ બોલી શકી નહિ. સીતારામના મનમાં કંઈ દુઃખ થયું કે

નહિ તે અમે જાણતા નથી, પણ સીતારામે તેને સ્નેહપૂર્વક સંબોધી બોલાવી અને જલદી આરામ થઈ જશે એમ કહી ધીરજ આપી, ધીમે ધીમે રમાના ચહેરા પર પ્રસન્નતા છવાઇ અને મંદ મંદ હસવા લાગી. તે જોઇ સીતારામ સમજી ગયો કે હવે વધુ વિલંબ નથી.

સીતારામ પલંગ પર બેઠો હતો, એટલામાં રમાનો પુત્ર ત્યાં આવ્યો. એને જોઇને ફરીથી રમાની આંખમાં આંસુ આવી ગયા. સૂકા ગાલ ઉપરથી આંસુ વહેવા લાગ્યાં. માને રડતી જોઈ છોકરો પણ રડવા લાગ્યો. રમાએ ઇશારાથી અસ્પષ્ટ સ્વરમાં સીતારામને કહ્યું: "એને એક વાર આપની ગોદમાં લો, એટલે મને ટાઢક વળે." સીતારામે પુત્રને ગોદમાં લીધો. એ પછી ધીમા દુઃખ ભર્યા, ઝીણા સ્વરમાં રમા બોલી: "માતાના વાંકથી પુત્રને છોડશો નહિ, એ જ મારી આપને અંતિમ પ્રાર્થના છે. એને મોટી રાણીના હાથમાં સોંપી જવાનો વિચાર હતો, પણ તેમ નહિ કરતાં હું એને તમારા હાથમાં સોંપું છું. એની સંભાળ રાખશો."

લાકડાની પૂતળીની જેમ સીતારામે ડોકું ધુણાવી હા કહી. પછી રમાએ સીતારામને વધારે પાસે બેસવાની ઇશારત કરી, સીતારામ તેની પાસે બેઠો. રમાએ તેના પગ ઉપર હાથ મૂકી તેની પદરજ લઈ પોતાને માથે ચઢાવી. એ બોલી: "હવે હું આપની પાસેથી વિદાય લઉં છું. આશીર્વાદ આપો કે બીજા જન્મમાં પણ તમને જ મેળવું."

રમા બોલતી અટકી ગઈ, શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. આંખનું તેજ નરમ પડવા લાગ્યું. અંતમાં તે ચાલી પણ ગયું. બધું ઘોર અંધારું થઈ ગયું. દીવો હોલવાઇ ગયો. રમા ચાલી ગઈ.

જે દિવસે રમા મરણ પામી, તે દિવસે સીતારામ પાછો ચિત્તવિશ્રામમાં ગયો નહિ. હજુ સુધી તે તેટલો ખરાબ થયો નહોતો, જ્યાં સુધી તે રાજા બન્યો નહોતો, જ્યાં સુધી તેણે શ્રીદેવીને બીજી વાર જોઈ નહોતી, ત્યાં સુધી તેનો રમા ઉપર અથાક પ્રેમ હતો. નંદા કરતાં પણ તે તેને વધુ ચાહતો હતો. તે પ્રેમ જતો રહ્યો હતો. એ કેવી રીતે ગયો તેનો સીતારામે કદી પણ વિચાર કર્યો નહોતો. આજે તેણે તે સંબંધી વિચાર કર્યો. વિચાર કરતાં માલૂમ પડયું કે એમાં રમાનો દોષ નહોતો. તેનો પોતાનો જ દોષ હતો. મનમાં ને મનમાં તેણે પોતાની જાત પર ધિક્કાર વર્ષાવ્યો.

આ કારણથી તેનો મિજાજ બગડી ગયો હતો. ચિત્ત પ્રસન્ન કરવા માટે શ્રીદેવીની પાસે જવાનું તેનું મન થયું નહિ, કારણ, તેના મનની આ સ્થિતિ મુખ્યત્વે કરીને શ્રીદેવીને લીધે જ થઈ હતી. રમાના તરફનું તેનું નિર્દય આચરણનું કારણ પણ શ્રીદેવી જ હતી. શ્રીદેવીની પાસે ગયાથી આગ વધારે બળશે, તેથી તે તેની પાસે ન જતાં નંદાની પાસે ગયો. પણ તે દિવસે નંદાથી એક ભૂલ થઈ ગઈ. નંદા ઘણી ગુસ્સે થયેલી હતી. ડાકણ કે માનવી,

કોઈ પાપિષ્ઠાને માટે રાજાએ તેની અવહેલના કરી તેનો નંદાના મનમાં રોષ નહોતો, પરંતુ રમાની આટલી બધી અવહેલના કર્યાથી રમાનું મૃત્યુ થયું તેથી રાજાના ઉપર નંદાનો ગુસ્સો થયો. તેને પોતાને થયેલા અપમાનથી તેમાં વધારો થયો. તેને એટલો બધો ક્રોધ ઉપજ્યો હતો કે બહુ પ્રયત્ન કર્યા છતાં પણ તે તેને દબાવી શકી નહિ.

રમાની વાત નીકળતાં જ નંદા બોલી : "મહારાજ, તમે જ રમાના મરણનું કારણ છો !"

નંદાએ જરા ગુસ્સો દેખાડયો હતો એટલું જ. બાકી, બીજું તેના મનમાં કંઈ પણ નહોતું. પણ એના આ શબ્દોથી આગ સળગી. કારણ, બળતણ તૈયાર હતું. એક તો આત્મગ્લાનિથી સીતારામનો મિજાસ ખરાબ થયો હતો, કોઈ રીતે તે પોતાનું મન મનાવી રહ્યો હતો. ત્યાં નંદાએ મારેલો આ ટાણો તેને તીરની જેમ ખૂંચવા લાગ્યો. "મહારાજ! તમે જ રમાના મરણનું કારણ છો'" એ શબ્દો સાંભળતાંની સાથે જ સીતારામ ગર્જી ઊઠયો અને બોલ્યો : "ખરી વાત, હું જ તમારા લોકોના મરણનું કારણ છું. પૃથ્વી પર મારું લોહી રેડીને તમને મેં રાણીઓ બતાવી, તે મને કહી સંભળાવવાને માટે કે હું જ તમારા મરણનું કારણ ! જ્યારે રમાએ ગંગારામને બોલાવી મારા મરણનું કારણ થવાની ચેષ્ટા કરી તે વખતે કેમ કોઈ કંઈ બોલ્યું નહોતું ?"

આમ કહી સીતારામ અંતઃપુરમાંથી બહાર ચાલી ગયો. ત્યાં ચન્દ્રચૂડ ઠાકુર રાજા શોકમાં હશે એમ ધારી તેને દિલાસો આપવા નાના પ્રકારની વાતો કરવા લાગ્યો. રાજાનો ક્રોધ ઉકળતા તેમની માફક કડકડ થઈ રહ્યો હતો.

તેણે ચન્દ્રચૂડની વાત ઉપર વધુ ધ્યાન આપ્યું નહિ. ચન્દ્રચૂડ ઠાકુરે પણ એક ભૂલ કરી. એણે જાણ્યું કે રમાના મરણથી રાજાને દુઃખ થયું છે, માટે આ વખતે જો એનું મન પ્રેમી ડાકણ ઉપરથી ઊઠી જાય એવા પ્રયત્નો કર્યા હોય તો ધારી અસર થશે. આવો વિચાર કરી શરૂઆત કરવાના વિચારથી તે બોલ્યો : " મહારાજ ! આપે નાની રાણીની જરા સરખી કાળજી લીધી હોત તો જરૂર જ તે સારી થઈ જાત એમાં જરા પણ શંકા નહોતી."

બળતી આગમાં આ હવા લાગવાથી ભડકો થયો. રાજાએ કહ્યું : " શું આપ પણ એમ માનો છો કે રમાના મરણનું કારણ હું જ છું."

ચન્દ્રચૂડની તો એ જ માન્યતા હતી. એણે વિચાર્યું કે સાફ સાફ વાત કહી દેવાની આ સારી જેવી તક છે. પોતાનો દોષ જોયા વગર કોઈ પોતાનું ચરિત્ર સુધારી શકે નહિ. હું એનો ગુરુ અને મંત્રી છું. હું જો ખરી વાત કહેવાની હિંમત ન કરું તો પછી કોણ કરશે ? એટલે ચન્દ્રચૂડ બોલ્યો : " હા, એક રીતે એમ પણ કહી શકાય."

" કહી શકાય ? " રાજાએ કહ્યું : " ત્યારે બોલો, મેં જો લોકોના, મૃત્યુની કામના કરી હોત, તો આ રાજ્યમાં એક પણ માણસ આટલા દિવસ સુધી રહી શક્યો ન હોત."

" હું એમ નથી કહેતો કે આપે કોઈના મરણની ઇચ્છા કરી છે. પરંતુ આપે કોઈના મૃત્યુની ઇચ્છા નહિ કરી હોય, તો પણ જેનું રક્ષણ કરવાની આપની ફરજ છે, તેનું જતન કે રક્ષણ આપ નહિ કરો, તો તે મૃત્યુ પામે. નાની રાણી શું, પણ આખું રાજ્ય આપની દેખરે-

બની ગેર હાજરીમાં કદાચ જતું રહે. ઘણાં દિવસથી હું આ વાત આપને કહેવા માટે તલપી રહ્યો હતો, પણ તક મળતી ન હોવાથી એ કહી શકયો નહોતો."

રાજા મનમાં જ બબડયો: "બધા જ મારા દેખ-રેખની ગેરહાજરીની વાત કરે છે, ત્યારે આ બધાંને શા માટે રાખ્યા છે?" એ બોલ્યો: "ઠીક, તમે કહો છો તેમ હું કંઈ તપાસ રાખતો નથી. તો પછી તમે બધા લોકો શું કરો છો?"

"અમારાથી જેટલું કામ થઈ શકે છે તેટલું અમે કરીએ છીએ, પરંતુ અમે કંઈ રાજા નથી. રાજા જેટલી અમારી પાસે સત્તા પણ નથી. એટલે જેમાં રાજાનો હુકમ જોઈએ તે કામ અમારાથી ન પણ થઈ શકે. હું આપને નમ્ર વિનંતિ કરું છું કે આપ કાલે દરબારમાં પધારો. ત્યાં બધી હકીકતથી હું આપને માહિતગાર કરીશ. કાગળો બતાવીશ. આપને ઠીક લાગે તેવા હુકમો આપજો."

રાજાએ મનમાં કહ્યું: "તમારી ગુરુગીરી હાલમાં વધી ગઇ છે, મારી પણ ઇચ્છા છે કે તમને કંઈક દાખલો બેસાડું." પ્રગટ કહ્યું: "એને માટે યોગ્ય વિચાર કરવામાં આવશે"

ચન્દ્રચૂડના તિરસ્કારથી રાજાનું આખું અંગ કંપી રહ્યું હતું. માત્ર ગુરુ સમજી તે કંઈ બોલ્યો નહિ. ક્રોધની આગ એટલી તો પ્રચંડ વેગથી બળી રહી હતી કે તે રાત્રે રાજાને ઊંઘ પણ આવી નહિ, ચન્દ્રચૂડને કેવી સજા કરવી તેના વિચારમાં તે લીન બન્યો. પ્રાતઃકાળે ઊઠી નિત્યકર્મ-માંથી પરવારી તે દરબારમાં ગયો. ચન્દ્રચૂડે ચોપડા પત્રો વગેરે લાવી રજુ કર્યા.

ચન્દ્રચૂડ જે વાત રાજાને જણાવવા માંગતો હતો તે આ હતી. રાજ્ય ગમે તેટલું મોટું હોય, પણ પૈસા નહિ હોય તો રાજ્ય ચાલતું નથી, આપણે આજે પણ જોઈએ છીએ કે જેમ દ્રવ્ય વગર તમારો – અમારો વ્યવહાર ચાલતો નથી, તેમ અંગ્રેજનું આટલું મોટું રાજ્ય પણ ધન વગર ચાલતું નથી. પૈસાના અભાવથી રોમન શહેનશાહતનો નાશ થયો. પ્રાચીન સભ્યતા લુપ્ત થઈ ગઈ. સીતારામને એકાએક ધનની ખોટ પડી.

સીતારામને ધનની તાણ પડે એમ નહોતું. કારણ, તેની આવક અનેકગણી વધી હતી. ભૂષણનો ફોજદારી ઈલાકો તેના વહીવટ નીચે આવ્યો હતો. બારોભૂંઈઆ તેના તાબામાં હતું. જે જે પ્રદેશો તેના હાથમાં આવ્યા હતા, તેની મહેસૂલમાંથી બાદશાહનો હિસ્સો તેને પહોંચાડવાની જવાબદારી સીતારામને માથે હતી, આજ સુધી તેમાંની એક કોડી પણ તેણે મુર્શિદાબાદ મોકલી નહોતી. જેટલું એણે ઉઘરાવ્યું હતું તે બધું તેણે પોતે જ વાપરી નાંખ્યું હતું. તે છતાં નાણાંભીડ કેમ ?

લોકની આવક વધે, તેની સાથે જ ખોટ પણ શરૂ થાય, કારણ, ખર્ચ પણ વધે. ભૂષણ કબજે કરવામાં ખર્ચ થયો હતો, બારોભૂંઈઆ તાબે કરવામાં પણ ખર્ચ થયો

હતો. વળી હવે મોટું સૈન્ય રાખવું પડતું હતું-વખતે કોઈ બળવો કરે કોઈ ચઢી આવે, તો તેને પહોંચી વળવા માટે-તેનો ખર્ચ પણ થતો હતો, આ પ્રમાણે જેટલી આવક વધી હતી એટલો ખર્ચ પણ વધ્યો હતો.

પરંતુ આવક જેટલો ખર્ચ હોય તો પણ ખોટ ન આવે. ચોરી એ ખોટનું મૂળ કારણ મનાયું છે, રાજ્યમાં ચોરી થાય તો જરૂર ખોટ આવ્યા વગર ન રહે. રાજા હવે કોઈ પણ પ્રકારની દેખરેખ રાખતો નહોતો દિનરાત એ ચિત્તવિશ્રામમાં જ પડ્યો પાથર્યો રહેતો હતો, એટલે રાજ્યના અમલદારો મરજી પડે તેમ પૈસા તફડાવી ધનભંડારને ખાલી કરવા લાગ્યા. તેમને કોણ પૂછે ? ચન્દ્રચૂડ તેમને અટકાવતો પરંતુ તેની વાત કોઈ સાંભળતું નહિ. તેણે કેટલાક મોટા મોટા અમલદારોની ચોરી પકડી અને રાજા જ્યારે દરબારમાં આવે ત્યારે બધી વાત તેની આગળ કરી ચોરોને યોગ્ય સજા કરાવવી એવો તેણે નિશ્ચય કર્યો, પણ રાજાને દરબારમાં આવવાની ફુરસદ નહોતી, ચન્દ્રચૂડને એ મુખ પણ બતાવતો નહોતો, કદાચ એ બંને મળી જતા તો રાજા કહેતો : "હમણાં નહિ પછી મળીશ." કહી ચાલી જતો. આખરે હતાશ બની ચન્દ્રચૂડે પોતે જ કેટલાક માણસોને બરતરફ કરવાનો હુકમ કાઢ્યો. પરંતુ તેના આ હુકમની તે માણસોએ અવગણા કરી અને તેને હસવામાં ઉડાવી દીધો. તેમણે કહ્યું: " જ્યારે ધર્મનાં પોથાંઓની જરૂર પડશે ત્યારે અમે તમારું કહેવું માનીશું. રાજાના હસ્તાક્ષરવાળો પરવાનો બતાવો, નહિ તો ઘેર જઈ સંધ્યા પૂજા કરો."

રાજાની સહી મેળવવાનું કામ કંઈ મુશ્કેલ નહોતું. રાજાની સામે કાગળ ધરતાંની સાથે જ તે સહી કરી આપે એમ હતું. એને વાંચવા કરવાની ફુરસદ નહોતી. ચિત્તવિશ્રામમાં જવાની જ ધૂન રહેતી અને એથી તે કોરે પાને પણ સહી કરી આપે એમ હતું.

ચન્દ્રચૂડે એ અપરાધીઓના રાજીનામા પર રાજાની સહી મેળવી લીધી. રાજાએ વાંચ્યા વગર જ પરવાના પર હસ્તાક્ષર કરી આપ્યા.

પણ એથી ચન્દ્રચૂડની મતલબ સરી નહિ. મુખ્ય અપરાધી ખજાનચી તે સમયે ત્યાં હાજર હતો. એણે જોયું કે રાજાએ હુકમ વાંચ્યા વગર જ સહી કરી છે ત્યારે તેના ચાલી ગયા પછી તે બોલ્યો: “હું આ આજ્ઞાને માનતો નથી, કારણ, આ રાજાનો હુકમ નથી પણ તમારો પોતાનો છે, રાજાએ હુકમ વાંચ્યો પણ નથી. જ્યારે રાજા પોતે વિચાર કરીને અમને કાઢી મૂકવાનો હુકમ કાઢશે ત્યારે જ અમે જઈશું. ત્યાર વગર અમે જવાના નથી.”

કોઈએ એ હુકમ માન્યો નહિ; પાછી ખૂબ ચોરી થવા લાગી, સૌ ફાવે તેમ ખજાનામાંથી નાણા તફડાવવા લાગ્યું, ચન્દ્રચૂડ તેમને કંઈપણ કરી શક્યો નહિ.

આ માટે જ ચન્દ્રચૂડે આજે રાજાને પકડી લીધો હતો. રાજા આવીને દરબારમાં બેઠા એટલે ચન્દ્રચૂડે અપરાધીઓની સામે જ બધા દસ્તાવેજો, કાગળો રાજાને બતાવવા માંડ્યા. રાજા એક તો સારા જગત ઉપર ક્રોધે ભરાયો હતો, તેમાં આ ચોરીઓની વાત સાંભળી તે

ક્રોધથી લાલચોળ બની ગયો. તેણે આજ્ઞા કરી: "બધા ગુનેગારોને ફાંસીએ લટકાવી દો."

હુકમ સાંભળી સારો ય દરબાર કંપી ઊઠ્યો. ચન્દ્રચૂડ પર તો જાણે વજ્રનો ઘા પડ્યો હોય તેવો થઈ ગયો, તે બોલ્યો: "આ શું મહારાજ, સાધારણ અપરાધ માટે આટલી ભારે સજા?"

ક્રોધથી અધીર બનીને રાજા બોલ્યો: "આ શું અપરાધ નાનો છે? ચોરોને ફાંસી જ આપવી ઠીક છે."

"એમાં ઘણા તો બ્રાહ્મણો છે, શું આપ બ્રહ્મહત્યાનું પાતક વહોરશો?"

"જેઓ બ્રાહ્મણો હોય તેમના નાક કાન કાપી નાંખી તેમના કપાળ પર લોઢું તપાવી 'ચોર' શબ્દ લખી છોડી દો. અને બાકીના બીજાઓને ફાંસીએ ચઢાવો."

આ હુકમ આપ્યા પછી રાજા ચિત્તવિશ્રામમાં ચાલી ગયો, એની આજ્ઞાનુસાર અપરાધીઓને સજા કરવામાં આવી, શહેરમાં હાહાકાર મચી રહ્યો. અનેક અમલદારો નોકરી છોડી ત્યાંથી નાસી ગયા!

ચોરી બંધ થઈ ગઈ, પણ નાણાંભીડ ગઈ નહિ. રાજ્યની ખરી હાલત રાજાને બતાવવાની જરૂર હતી પણ રાજા સાથે મેળાપ થવો જ મુશ્કેલ હતો. મેળાપ થાય તો વાતચીત થવી પણ મુશ્કેલ હતી. ચન્દ્રચૂડે રાજાની પાછળ લાગી એક દિવસે તેને પકડી પાડ્યો, અને કહ્યું: "એકવાર આ વાત સાંભળો, નહિ તો રાજ્ય ટકવું મુશ્કેલ છે."

"ટકવું હોય તો ટકે નહિ તો ચાલી જાય, ઠીક, બોલો શું કહેવું છે?"

"બધા સિપાઈઓ નોકરી છોડી ચાલી ગયા છે."

"કેમ?"

"એમને પગાર મળતો નથી."

"કેમ નથી મળતો?"

"પૈસા નથી."

"શું હજુ પણ ચોરી થાય છે?"

"ના, ચોરી તો બંધ થઈ ગઈ છે પણ એથી શું? જે રૂપિયા ચોરો લઈ ગયા છે તે ઓછા જ પાછા આવવાના છે?"

"મહેસૂલ વસૂલ થાય છે કે નહિ."

"એક કોડી પણ નહિ."

"કેમ ?"

"જેમના ઉપર મહેસૂલ ઉઘરાવવાનો ભાર છે, તેઓ કહે છે કે-વસૂલ કરતાં આખર બાકી રહી જાય તો ફાંસીએ જ જવાનું કેની ?"

"તો એવાઓને બરતરફ કરો."

"નવા માણસો ક્યાંથી મળશે ? અને તેમનાથી તે મહેસૂલ કેવી રીતે ઉઘરાવી શકાય ?"

"તો એમને કેદ કરો."

"તો પછી મહેસૂલ કોણ ઉઘરાવશે ?"

"પંદર દિવસમાં જેઓ ચૂકતે મહેસૂલ ઉઘરાવી નહિ લાવે તેમને કેદ કરવા."

"તહેસીલદારોનો એકલાનો વાંક નથી. દેણદારો પણ મહેસૂલ ભરવાની આનાકાની કરે છે."

"કેમ નથી આપતા ?"

"કહે છે કે-વિધર્મીઓનું રાજ્ય આવશે ત્યારે આપીશું, અત્યારે આપી બેવડું શું કામ આપીએ ?"

"જેઓ પૈસા નહિ આપે, જેમની ઉપર બાકી નીકળે, તેમને પણ કેદ કરવા."

ચન્દ્રચૂડ હા કહીને ચુપ રહી ગયો, અંતમાં બોલ્યો "મહારાજ, કેદખાનામાં એટલી બધી જગ્યા જ રહી ક્યાં છે ?"

"મોટી મોટી ચાલીઓ બંધાવવા હુકમ આપો."

એમ કહી બાકીદાર અને તહેસીલદારોને કેદ કરવાનો હુકમ આપીને રાજા ચિત્તવિશ્રામમાં ચાલી ગયો, ચન્દ્રચૂડે મનમાં સોગંદ ખાધા કે હવે કદી પણ રાજાને રાજ-કાજની વાત કરીશ નહિ.

રાજાના આ હુકમથી દેશભરમાં હાહાકાર વર્તી ગયો. રાજ્યના બધા કેદખાના ભરાઈ ગયા, બાકીદારો અને તહસીલદારો દેશ છોડી નાસવા લાગ્યા. જેઓ બાકીદારો નહોતા તેઓ પણ સાથે સાથે નાસવા લાગ્યા.

માટે જ હું આગળ જણાવી ગયો હતો કે આગ શરૂ થઈ ચૂકી હતી, હવે ઘર પણ બળવા માંડયું. જો શ્રીદેવી આવી નહિ હોત તો સીતારામની આ અવદશા થઈ હોત કે નહિ, હું જાણતો નથી. કારણ, સીતારામે તો રાજકાર્યમાં ચિત્ત પરોવી શ્રીદેવીને ભૂલી જવાનો નિશ્ચય કર્યો હતો, તે વાત આગળ જણાવી ગયો છું. આ સમયે શ્રીદેવીએ દેખાવ દીધો. એને જોતાં જ પોતાનો જે નિશ્ચય હતો તે આસક્તિના વેગથી તૂટી ગયો. તે રાજ્યકારભારમાં મન પરોવતે તો આ બધી આફત ટળી જતે. તો પણ જ્યારે શ્રીદેવી આવી ત્યારે જો તેણે નંદાની જેમ સીતારામને રાજકારભાર ચલાવવામાં મદદ કરી હોત, તો કદાચ તેની આટલી બધી અવનતિ ન થાત એ સ્પષ્ટ વાત હતી. કારણ, માત્ર ઐશ્વર્યના મદમાં જે કંઈ અવનતિ થવાનો સંભવ હતો, તે નંદા તથા શ્રીદેવીની સહાયતાથી કંઈક કમી થઈ જતે. પરંતુ શ્રીદેવી રાજમહેલમાં રાણી તરીકે નહિ રહેતાં રાજાની ઉપ–પત્નિ તરીકે ચિત્તવિશ્રામમાં રહી, ત્યારે જો તે સંન્યાસિનીના રૂપમાં રહેવાને બદલે ભોગણ બનીને રહી હોત તો આટલો અનર્થ થતે નહિ.

રાજાની ઈચ્છા પૂરી થતાં જ તેનો મોહ ઓછો થઈ જતે, અને થોડા જ દિવસમાં રાજાનું મન ઠેકાણે આવી જતે. જો શ્રીદેવીને સંન્યાસિનીની જેમ રહેવું હતું, તો

પછી સીધી જોગણ બનીને રહી હોત તો પણ આ આફત આવતે નહિ. પણ આ તો ઈન્દ્રાણી જેવી સંન્યાસિની વાઘના ચામડા ઉપર બેઠી બેઠી મધ જેવી મીઠી મીઠી વાતો કરે, અને સીતારામ દૂર બેઠા બેઠા કૂતરાની જેમ તેનું મુખ જોયા કરે. અને તે વળી સીતારામની સ્ત્રી! આ દુઃખની પણ કંઈ સરખામણી થઈ શકે? શ્રીદેવીને માટે સીતારામે જે આકરી તપશ્ચર્યા કરી હતી, તેને મેળવવાને માટે જે આકાશપાતાળ એક કર્યા હતા તેના બદલામાં સીતારામને આ સ્થિતિમાં રહેવું પડે તો પછી એમાં નવાઈ જેવું પણ શું છે? પણ આથી જ આ સ્થિતિને લઈને જ સીતારામનો સર્વનાશ થયો. પહેલાં તો માત્ર આગ જ સળગી હતી. પણ હવે તો ઘર પણ બળવા માંડ્યું. સીતારામ હવે વધુ સહી શક્યો નહિ. એની ધીરજનો અંત આવી ગયો. તેણે શ્રીદેવી ઉપર બળાત્કાર કરવાનો પોતાના મનમાં સંકલ્પ કર્યો.

પણ જેના ઉપર પ્રેમ હોય તેના ઉપર નીચમાં પણ નીચ માણસ બળાત્કાર કરી શકતો નથી. આ સમયે શ્રીદેવી ઉપરનો રાજાનો પ્રેમ ઈન્દ્રિયવશ હતો. તે પ્રેમ હજુ ગયો નહોતો. તેથી જ બળાત્કાર કરવાની ઈચ્છા થવા છતાં પણ સીતારામ તેમ કરી શક્યો નહિ. બળાત્કાર કરવો કે ન કરવો તેના વિચારમાં ને વિચારમાં જ સીતારામનો પ્રાણ બહાર નીકળી આવતો હતો. જ્યાં સુધી તે કોઈ પણ નિર્ણય પર આવી શક્યો નહિ, ત્યાં સુધી તે એક જાતની બેભાન અવસ્થામાં જ રહ્યો, કોઈ પણ વાતનું તેને ભાન રહ્યું નહિ. એની બુદ્ધિની આવી વિકૃતાવસ્થામાં રાજ્યના અમલદારોને

ફાંસી આપવામાં આવી, તહેસીલદારો કારાગારમાં ગયા, બાકીદારોને પકડવામાં આવ્યા, તમામ પ્રજા નાસી ગઈ અને રાજ્ય વેરાનખેરાન થઈ ગયું.

અંતમાં સીતારામે શ્રીદેવી ઉપર બળાત્કાર કરવાનું જ નક્કી કર્યું. એ નિશ્ચયને તે અમલમાં મૂકવાની તૈયારીમાં હતો તેટલામાં વળી એક નવું કૌતુક થયું. એક દિવસે ચન્દ્રચૂડ ઠાકુરે રાજાને કહ્યું: "મહારાજ! તીર્થાટન કરવાની મારી ઇચ્છા છે. આપ આજ્ઞા આપો તો હું જાઉં!"

રાજાને આ વાત શૂળ સમાન ભોંકાઈ. તેણે વિચાર્યું. ચન્દ્રચૂડ ચાલી જશે તો કાં તો શ્રીદેવીને છોડવી પડશે કે પછી રાજ્યને, એટલે રાજા ચન્દ્રચૂડને પોતાનો એ વિચાર પડતો મૂકવાને સમજાવવા લાગ્યો.

ચન્દ્રચૂડ ઠાકુરે દૃઢ નિશ્ચય કરી લીધો હતો કે આ પાપી રાજ્યમાં હવે એક ક્ષણ પણ રહેવું નહિ. એની નોકરી કરી હવે વધુ વખત પાપમાં પડવું નથી. એટલે જ્યારે રાજાએ તેને સમજાવવા માંડ્યો ત્યારે તેણે એની એ વાત માની નહિ. બેઉ વચ્ચે ખૂબ તકરાર થઈ. ચન્દ્રચૂડે રાજાને સખ્ત ઠપકો આપ્યો. રાજા પણ બોલ્યો. આમ વાદવિવાદ તકરારને અંતે ચન્દ્રચૂડે પોતાનો નિશ્ચય પડતો મૂક્યો અને તે રહેવા માટે રાજી થયો, આ તકરારમાં રાત પડી ગઈ, એટલે તે દિવસે રાજાથી ચિત્તવિશ્રામમાં જવાયું નહિ. પણ ચિત્તવિશ્રામમાં જ તે રાતે એક નવો બનાવ બન્યો.

# ૪૭

એ દિવસે ચિત્તવિશ્રામના દ્વાર પર દૈવયોગથી એક ભૈરવી આવી ઊભી રહી. ચિત્તવિશ્રામ એક નાનું સરખું પ્રમોદગૃહ હતું તો પણ તેના દરવાજા પર અનેક દરવાનો રહેતા હતા. ભૈરવીએ અંદર જવા માટે દરવાનો આગળ આજીજી કરવા માંડી.

દરવાનોએ કહ્યું: "આ રાજમહેલ છે. એમાં એક રાણી રહે છે. અંદર જવાનો કોઈને હુકમ નથી." કહેવાની જરૂર નથી કે રાજાની ઉપ-પત્નીઓને પણ નોકરો રાણી તરીકે જ સંબોધતાં હતાં.

"એને હું જાણું છું." ભૈરવીએ કહ્યું: "રાજા પણ મને ઓળખે છે, અંદર જવા માટે મને કોઈ રોકી શકે કે વઢી શકે એમ નથી. તમે લોકો જઈને મારા આગમનની રાજાને ખબર આપો."

"રાજા અત્યારે અહીં નથી. તેઓ રાજધાનીમાં ગયા છે."

"તો જે રાણી અહીં રહે છે તેને જઈને ખબર આપો. શું એના હુકમથી કામ ન થઈ શકે?"

દરવાનો એક બીજાનાં મોંઢા જોવા લાગ્યા. ચિત્ત-વિશ્રામના અંત:પુરમાં ક્યારેય પણ કોઈ અંદર જઈ

શકતું નહોતું. રાજાએ આ માટે ખાસ હુકમ કાઢ્યો હતો. રાણીનો પણ હુકમ હતો. રાજાની ગેરહાજરીમાં બેએક દાસીઓ કે જેમને નંદાએ મોકલી હતી, તેમણે અંતઃપુરમાં જવા ખૂબ પ્રયત્નો કર્યા હતા પરંતુ તેવો જઈ શકી નહોતી. દરવાનોને પોતાને પણ અંતઃપુરમાં જઈ રાણીની સામે ઊભા રહેવાનો હુકમ નહોતો. તો પછી રાણીને ખબર આપવા અંદર કોણ જાય? પણ આ ભૈરવી કંઈ સાધારણ ભૈરવી લાગતી નથી. કોઈ દેવી જેવી લાગે છે, એને નારાજ કરવાથી કંઈ સંકટ આવી પડે તો?

આખરે દરવાનોએ દાસી દ્વારા અંદર સમાચાર મોકલાવ્યા. ભરવીના આગમનના સમાચાર સાંભળી એને તુરત જ અંદર લઈ આવવા માટેની આજ્ઞા મળી. જયન્તીને શ્રીદેવી આગળ માનપૂર્વક લાવવામાં આવી.

શ્રીદેવીએ કહ્યું: "સારું થયું કે તું આવી ગઈ. મારે માટે એવો નાજુક સમય આવ્યો છે કે તારી સલાહ લીધા વગર ચાલે એમ નથી."

"મેં તો તને આગળથી જ કહ્યું હતું કે હું તને મળ્યા વગર રહીશ નહિ. બોલ, શું ખબર છે? શહેરમાં મેં સાંભળ્યું છે કે રાજ્યમાં મોટી ગડબડ મચી રહી છે. અને તેનું કારણ પણ તું જ છે એમ લોકો કહે છે. શાળાએ શાળામાં તમામ વિદ્યાર્થીઓને રઘુવંશના ઓગણીસમા સર્ગના શ્લોકો બોલતા સાંભળી આવી છું, આ બધું છે શું?"

"તેટલા માટે જ તો તારી રાહ જોઈ રહી છું." આમ કહી શ્રીદેવીએ પહેલેથી છેલ્લે સુધીની તમામ વાત કહી.

આ બધી વાત સાંભળી જયન્તી બોલી: "ત્યારે તારે જે કામ કરવાનું છે તે તું કેમ કરતી નથી?"

"મને તેની સમજ પડતી નથી?"

"રાજધાનીમાં જા. રાજમહેલમાં રાણી બની રહે. ત્યાં રાજાને સલાહ આપી તેને સ્વધર્મમાં રાખ. તારું એ જ કામ છે."

"હું તે જાણતી નથી. રાણીનો ધર્મ હું શીખી નથી. સંન્યાસકર્મ તેં શીખવ્યું છે, તેટલું જ માત્ર હું શીખી છું. જે જાણતી નથી, જે આવડતું નથી. તેને હાથમાં લઈ હું શું કરું? સંન્યાસિની રાણી બને તો તેથી રાજાનું શું ભલું થશે?"

જયન્તીએ વિચાર કરી જવાબ આપ્યો: "હું તે કહી શકતી નથી. મને જણાય છે કે એ ધર્મ તારાથી પળાય તેમ નથી. પળાય, એવો સંભવ હોત તો અત્યાર સુધી તું બેસી રહેતે ખરી?"

"એક દિવસ એવો પણ હતો. જે દિવસે મેં પાલવ હલાવીને વિધર્મીની સેનાનો નાશ કર્યો–તે દિવસે જો મેં ધાર્યું હોત તો એ ધર્મનું હું પાલન કરી શકી હોત. પરંતુ દુર્ભાગ્યવશ હું તે માર્ગે ગઈ નહિ. ગઈ હોત તો મને એ શિક્ષણ મળ્યું હોત, મારા ભાગ્યમાં લખ્યો હતો વનવાસ–સંન્યાસ. કોણ જાણે મારું નસીબ ફરી પાછું ક્યારે ફરશે?"

"હવે ઉપાય છે ખરો?"

"નાસવા સિવાય કોઈ ઉપાય મારા જોવામાં આવતો નથી. હું માત્ર રાજાને માટે અથવા રાજ્યને માટે કહેતી

નથી. તારે અને મારે માટે પણ કહું છું. રાત દિવસ રાજાને જોતાં જોતાં ઘણી વાર મારા મનમાં વિચાર થાય છે કે હું એમની ગૃહિણી છું—એમની ધર્મપત્ની છું."

"તે તો તું છે જ."

"એટલે પાછી મૂળ વાત યાદ આવે છે. શું ફરીથી પ્રેમના પંજામાં ફસું? એટલા માટે તો મેં પહેલાં જ કહ્યું હતું કે રાજાને ન મળું તે જ ઠીક છે. રાજા સાથે બાર જણ શત્રુ."

"બીજા અગિયાર જણ તારા શરીરમાં? મોટી સંન્યાસિની બની છે? તેં જે ભગવાનને સમર્પણ કર્યું હતું તે તેં પાછું લઈ લીધું છે; અને વળી તું પોતે તારા પોતાના વિષયમાં પણ ચિંતા કરતાં શીખી છે! શું આ જ તારું સંન્યસ્ત કે?"

"એટલા માટે તો વિચારી રહી છું કે નાસવામાં ભલાઈ છે કે નહિ?"

"ભલાઈ છે તો ખરી."

"રાજા કહે છે કે 'તું નાસી જશે તો હું ઝેર ખાઈ મરી જઈશ."

"પુરુષોની વાત સ્ત્રીઓને સમજાવવા માટે જ હોય છે. કામદેવના બાણથી ઘાયલ બની તેઓ પ્રલાપ કરે છે."

"તો એ ભય નથી?"

"હોય તો તેમાં તારે શું? રાજા મરે કે જીવે તેમાં તને શું? એ તારો સ્વામી છે, એટલા માટે તું આટલી દુઃખી થાય છે?"

"ગમે તે કારણ હોય, પણ રાજાના મરણથી કોનું ભલું થવાનું હતું?"

"ડર નહિ. રાજા મરવાનો નથી. રમકડું ખોવાઈ જાય તો બાળક રડે – મરે નહિ. કર્મનું ફળ ઈશ્વર ઉપર છોડી તું તારે ચિત્ત કાબૂમાં રહે તેવો માર્ગ પકડ."

"તો તો હવે અહીંથી નાસી જ જવું પડશે."

"નાસી જા."

"કેવી રીતે? દરવાનો તો જવા દે એમ નથી?"

"તારી પાસે તારા ભગવાં, રુદ્રાક્ષ, ત્રિશૂળ વગેરે બધું જ છે. ભૈરવી વેશમાં અહીંથી નાસી જા. દરવાનો કંઈ પણ કહેશે નહિ."

"તેઓ સમજશે કે તું જાય છે. પણ પછી તું કેવી રીતે આવશે?"

"મારું કેવું સદ્‌ભાગ્ય કે આટલા દિવસે મારી ચિંતા કરનારું એક જણ નીકળ્યું! મારાથી કદાચ નહિ અવાય તો તેથી શું નુકશાન થશે?"

"રાજાના હાથમાં સપડાશે, એ તારા પર ક્રોધે ભરાશે."

"ક્રોધે ભરાઈ મને શું કરશે? રાજાની શું તાકાત છે કે તે એક સંન્યાસિનીને સતાવી શકે?"

જયન્તીની ઉપર શ્રીદેવીને અત્યંત શ્રદ્ધા હતી એટલે શ્રીદેવીએ બહુ જક ન કરતાં પૂછ્યું: "તારી સાથે ફરીથી મારી મુલાકાત ક્યારે થશે?"

" તું અહીંથી સીધી...ગામમાં ચાલી જજે. ત્યાંના રાજાના પુરોહિતને મળજે. તારું ત્રિશૂળ મને આપ, અને મારું તું લે. તે ગામના રાજાનો પુરોહિત મારો શિષ્ય છે. એ મારું નિશાનીવાળું ત્રિશુળ લઈ તું જે કહેશે તે કરશે. એને કહેજે કે તને કોઈ ગુપ્ત જગ્યામાં છૂપાવી રાખશે. હું તને ત્યાં જ મળીશ."

જયન્તોની પદરજ લઈને શ્રીદેવી વનની તરફ ચાલી ગઈ, દરવાનો કંઈ પણ બોલ્યા નહિ.

# ૪૮

"કેવી ભયાનક વાત છે?" રામચન્દ્રે શ્યામચન્દ્રને કહ્યું: "બધા લોકો ખળભળી ઊઠયા છે."

"હા, ભાઈ! હવે તો આ રાજ્યમાં એક ક્ષણ પણ રહેવું ઉચિતં નથી."

"પણ તું તો ક્યારનો જાઉં છું! જાઉં છું! કર્યા કરે છે અને જતો નથી."

"જવામાં તો હવે હું જ માત્ર બાકી છું. છોકરાંઓને બધાંને નલડાંગા મોકલી દીધા છે, હજી થોડી ઘણી ઉઘરાણી બાકી રહી છે, તેમાંથી જેટલી આવે તેટલી વસૂલ કરીને હું પણ ચાલ્યો જઈશ. પણ ઉઘરાણી વસૂલ કરું કોની પાસે? આપનારાઓ તો બધા નાસી છૂટયા છે."

"ઠીક. હાલમાં નવી વાત શું બની છે? આટલી બધી હોહા કેમ થાય છે? કંઈ ખબર છે કે? કેદખાનાઓમાં કેદીઓ સમાતા નથી, નવી ચાલીઓમાં પણ માતા નથી, હવે તો પાંજરાપોળમાંથી પશુઓને કાઢી કેદીઓને એમાં પૂરે તો જ જગ્યા મળે!"

"વાત શું છે, તે તને ખબર નથી! પેલી ડાકણ નાસી ગઈ છે."

"એ વાત તો સાંભળી છે. ઠીક થયું, પણ આટલા બધા યજ્ઞયાગથી એ ન ગઈ અને હવે પોતાની જ મેળે શા માટે નાસી ગઈ?"

"એમાં પણ ભેદ છે!" પછી અવાજ ધીમો કરીને શ્યામચન્દ્રે કહ્યું: "એ તો એક દેવીના મારથી નાસી ગઈ છે."

"એમ?"

"આ શહેરમાં એક દેવી રહે છે, એ ક્યારેક ક્યારેક દર્શન આપે છે. ઘણાંઓએ એને જોઈ છે. કેમ, તે દિવસે નાની રાણીની પરીક્ષા થઈ, ત્યારે તું ત્યાં હાજર નહોતો?"

"હા, હા, કેમ નહિ? પણ તે જ દેવી કે? ઠીક, કહે તો ખરો કે એ કોણ છે?"

"તે કંઈ થોડી પોતાની પિછાન આપી ગઈ છે? તો પણ લોકો એને માટે જુદું જુદું બોલે છે."

"શું કહે છે?"

"કોઈ કહે છે કે એ આ નગરની રાજલક્ષ્મી છે. કોઈ કહે છે કે એ સ્વયં લક્ષ્મીનારાયણજીના મંદિરમાંથી રૂપ ધારણ કરીને બહાર નીકળે છે, કોઈ કહે છે કે એ સ્વયં દશ ભુજાવાળી છે. કોઈએ તો એને માતા દશભુજાના મંદિરમાંથી નીકળતાં અને તેમાં અદૃશ્ય બની જતાં પણ જોઈ છે."

"વાત બનવાજોગ છે. એમ જો ન હોય તો પછી આ ભૈરવીનો વેશ શા માટે પહેરે? તે દિવસે દરબારમાં પણ તે ભૈરવી વેષે જ આવી હતી!"

"તે જે હોય તે, આપણું મોટું નસીબ કે આપણને તેનાં દર્શન થયાં."

"હા, પછી એ ડાકણ કેવી રીતે ગઈ?"

"એ દેવીએ જ્યારે જોયું કે ડાકણના હાથથી રાજાનું અમંગલ થઈ રહ્યું છે ત્યારે એક દિવસે તે પોતાનું ત્રિશૂળ લઈ તેને મારવા માટે ગઈ."

"હેં...પછી?"

"પછી શું? દેવીની લડાયક મૂર્તિ જોઈ ડાકણે તાડના ઝાડ જેવું મોટું ભયાનક રૂપ ધારણ કર્યું અને ઘોર ગર્જના કરતી આકાશ માર્ગે કોણ જાણે ક્યાં ઊડી ગઈ તે કોઈ પણ જાણી શકયું નહિ."

"આ વાત તને કોણે કહી?"

"કહી કોણે? જેમણે આ નજરેનજર જોયું તેઓ જ કહે છે. રાજા તે ડાકણની માયામાં એવો ફસેલો છે કે એના ચાલી ગયાની વાત સાંભળી ચિત્તવિશ્રામમાં જેટલા દરવાનો, ચોકીદારો, દાસ-દાસીઓ હતા તે બધાને પકડી કેદમાં પૂર્યા છે. આ લોકોએ જ આ વાત કહી હતી. તેઓ કહે છે: "મહારાજ! એમાં અમારો શું વાંક? દેવીની સામે અમે શું કરી શકીએ?"

"આ જૂઠી વાત તો નથી ને?"

"જૂઠી કેવી રીતે હોઈ શકે?"

"કોણ જાણે કદાચ મુડદાં-ઠુડદાં ખાવા સારુ ડાકણ રાત્રિના બહાર નીકળી ગઈ હોય અને પાછી ફરી ન હોય! અને રાજાની ધાકધમકીથી પોતાનો બચાવ કરવા તેમણે બળતી જ વાત ઘડી કાઢી હોય!"

"અરે, આ તે કંઈ જોડી કાઢેલી વાત કહેવાય? તેના મૂળા જેવા મોટા દાંત, શણુ જેવા વાળ, રકાબીના જેવી મોટી મોટી આંખ, મગરમચ્છ જેવી જીભ, મોટા ઘડા જેવા સ્તન, મેઘની ગર્જના જેવો શ્વાસ અને એ જ્યારે બોલતી ત્યારે ધરતી પણ ફાટી જાય એવો અવાજ; આ બધું તેમણે પોતાની સગી આંખોથી જોયું છે."

"સર્વનાશ! શું આટલી મોટી વાત બની ગઈ! શું રાજાની બુદ્ધિ ઠેકાણે છે કે નહિ?"

"સાંભળ તો ખરો, હું તને એ જ કહી રહ્યો છું. બિચારા નિર્દોષ માણસો કેદમાં પુરાયા. રાજાએ એ ડાકણને શોધી કાઢવા માટે ચોતરફ માણસો દોડાવ્યા, એટલામાં તો ડાકણ પોતાને મુકામે પહોંચી ગઈ! એને શોધી કાઢવી એ તે કંઈ માણસની શક્તિનું કામ છે? બધાએ આકાશપાતાળ એક કર્યા પણ કોઈ માયનો પૂત એને શોધી શક્યો નહિ. બધા આવી હાથ જોડી જણાવે કે પત્તો મળતો નથી."

"રાજા શું કહે છે?"

"જેવો કોઈ આવીને કહે કે પત્તો મળતો નથી તેવો જ રાજા તેને કેદમાં મોકલે. એથી જ તો કેદખાના બધા ભરાઈ ગયા છે, આ બાજુ રાજ્યના અમલદારો એટલા બધા તો ભય પામી ગયા છે કે તેઓ ઘરબાર, બૈરાં-છોકરાં, બધું ત્યજીને ચાલી જાય છે. એમનું જોઈને બીજાઓ પણ જાય છે."

"દેવી શું કરે છે? તે જો ધારે તો આ બધા

નિર્દોષ માણસોને બચાવી પણ લે. એના એક કટાક્ષની જ જરૂર છે."

"એ તો સાક્ષાત્ ભગવતી છે. આ બનાવો જોઈને તેણે રાજાને દર્શન આપી કહ્યું: "રાજા નિરપરાધીઓને દુઃખ આપશો નહિ. નિરપરાધીને દુઃખ આપવાથી રાજાનું રાજ્ય ટકતું નથી. એ લોકોનો જરા પણ ગુનો નથી, મેં તેને હાંકી કાઢી છે. કારણ એની હાજરીથી રાજ્યનું અહિત થતું હતું. વાંક હોય તો તે મારો છે. સજા કરવી હોય તો તે લોકોને છોડીને મને સજા કરો."

"પછી?"

"તેથી જ હું કહું છું કે રાજાની બુદ્ધિ ફરી ગઈ છે. પેલી નાસી ગઈ છે ત્યારથી રાજાનો મિજાજ એટલો ગરમ બની ગયો છે કે કાગડો પણ પાસે જવાની હિંમત કરી શકે નહિ. રાજાની પાસે તર્કાલંકાર ઠાકુર ગયા, રાણીજી પણ ગયાં, પણ બંને પાછા ગાળ ખાઈને નાસી આવ્યાં."

"એ શું? ગુરુને ગાળ? નિર્વંશ નહિ જાય?"

"એની બીજી વાત તો સાંભળ? ગરમ મિજાજના પહેલા સપાટામાં જ દેવીએ દર્શન આપી બધી વાત કહી સંભળાવી. એ સાંભળતાં જ લાલ આંખો કરી રાજા તેને મારવા તૈયાર થયો. પણ પાછો અટકી ગયો અને તે પછી જે એણે કર્યું છે તે તો એનાથી પણ વધુ ભયંકર છે."

"શું કર્યું?"

"દેવીને કેદ કરી છે અને હુકમ આપ્યો છે કે જો ત્રણ દિવસમાં એ કાકણનો પત્તો નહિ લાગે તો એને

દેવીને આરાય રાજ્યના પ્રજાજનો સમક્ષ નગ્ન કરી ચંડાળો પાસે ફટકા મરાવવા."

"હા ! હા ! હા ! જો એમ થશે તો કોણજાણે દેવી શું નું શુ કરી મેલશે ! રાજા ગાંડો તો નથી થઇ ગયો ને ? પણ માતાજી કેદખાનામાં છે ? કોના બાપની તાકાત છે કે તેમને કેદમાં રાખી શકે ?"

"દેવીનું ચરિત્ર કોઈ સમજી શકતું નથી. રાજાનો રાજ્યભોગ માટેનો નિર્માણ થયેલો વખત પૂરો થયો હશે, તેથી જ દેવી આમ કપટ કરી હવે પોતાના કામે જવાની ચેષ્ટા કરી રહ્યાં હશે. રાજાએ તેમને કેદનો હુકમ કર્યો એટલે દેવી પોતે જ મંદ મંદ ગતિથી કેદખાનામાં દાખલ થયાં. સાંભળ્યું છે કે કેદખાનામાં રાત્રિના સમયે મોટી ગડબડ મચી રહે છે. દેવતાઓ આવી સ્તોત્રોચ્ચાર કરે છે, ઋષિઓ આવી વેદ–પાઠ ઉચ્ચારે છે. પહેરાવાળાઓ બહારથી તેમને સાંભળી શકે છે પરતું બારણું ઉઘાડતાં જ તેઓ બધા અદશ્ય થઇ જાય છે. અહીં કહેવું જરૂરનું છે કે જયન્તિ પોતે જ પોતાના મુખથી ઇશ્વર સ્તુતિ ગાતી હતી. અને તે જ પહેરાવાળાઓના સાંભળવામાં આવતી હતી.

"પછી ?"

"એ ત્રણ દિવસ આજે પૂરા થઇ ગયા છે. રાજાએ શહેરમાં ઢંઢેરો પિટાવી દીધો છે કે કાલે એક સ્ત્રી–ચોરને બે ઇજ્જત બનાવી લોકો સમક્ષ તેને નેતરના ફટકા મારવામાં આવશે. જેને જોવાની ઇચ્છા હોય તે હાજર થાય. શું આ ઢંઢેરો તેં સાંભળ્યો નથી ?"

"કેવો જુલમ ! શું તર્કાલંકાર ઠાકુરે કંઇ જ ન કહ્યું ?

મોટી રાણીજી પણ આ હુકમની સામે ન થયા ? શું ગાળ-ગળોચને લીધે તેઓ તેની પાસે જતા નથી ?"

"તેમણે તો રાજાને ઘણા સમજાવ્યા છે. પણ રાજા કહે છેઃ "ઠીક, જો એ દેવી હશે તો પોતાનું રક્ષણ પોતાની મેળે કરી લેશે. તમારે વચ્ચે પડવાની કંઈ જરૂર નથી. અને જો એ માનવી હશે, તો હું રાજા છું. એને યોગ્ય શિક્ષા કરીશ. તમારે વચ્ચે પડવાની જરૂર નથી !"

"એક રીતે આ વાત પણ કાઢી નાંખવા જેવી નથી. કાલે શું થાય છે તે જોવા જઈશું. તું પણ આવશે ને ?"

"કેમ નહિ ? બધાં જ આવશે. આવો કાંઇ જોવા કોણ ન જાય ?"

# ૪૯

આજે જયન્તીને નેતરના ફટકા લગાવવાના હતા. રાજ્યભરમાં જાહેર કરવામાં આવ્યું હતું કે એને નાગી કરી ફટકાવવામાં આવશે. સવારથી લોકોનાં ટોળે ટોળાં આવવા લાગ્યા. ક્ષણભરમાં તો સારોય કિલ્લો ભરાઈ ગયો. જરા જેટલી જગ્યા પણ બાકી રહેવા પામી નહિ. એ પછી ધક્કાધક્કી, મારામારી, પડાપડી થવા લાગી. એ જ જગ્યાએ આગળ એક વખત પણ એવી જ રીતે લોકો જમા થયા હતા. તે દિવસે રમાનો ન્યાય આપ્યો હતો. આજે જયન્તીની શિક્ષાનો દિવસ છે. ન્યાય કરતાં સજા જોવાને વધારે માણસો આવ્યા. નંદાએ ઝરૂખામાંથી જોયું તો કાળા માથાંના સમુદ્ર સિવાય બીજું કંઈપણ જણાયું નહિ. જયાં જુઓ ત્યાં કાળાં માથાંને માથાં જ, આ જોઈ નંદાને રમાની પરીક્ષાનો દિવસ યાદ આવ્યો. સાથે સાથે એને એ પણ યાદ આવ્યું કે તે દિવસે લોકોની મેદની તોફાની અને ચંચળ હતી. તેમને કાબૂમાં આણતાં સિપાઈઓને નવનેજાં ઉતર્યા હતા. જ્યારે આજની ભીડ તદ્દન શાંત છે. સૌના મનમાં રાજ્યના અનિષ્ટની શંકા આવી રહી છે. મનમાં ને મનમાં બધા ડરી રહ્યા છે. આજે લોકોની આ ભીડ વાઘ–સિંહ વગેરે હિંસક પશુઓથી ભરેલા ઘોર જંગલ કરતાં પણ વધુ ભયાનક ભાસતી હતી.

એ કિલ્લાના વિશાળ આંગણામાં એક ઊંચો માંચડો બાંધવામાં આવ્યો હતો. તેની ઉપર એક કાળો, કદાવર અને ભયાનક દેખાવવાળો એક ચંડાળ હાથમાં નેતર લઈને ઊભો હતો. જયન્તીને નગ્ન બનાવી આ ચંડાળને હાથે નેતરના ફટકા મરાવવાની રાજાજ્ઞા હતી.

હજુ સુધી જયન્તીને ત્યાં લાવવામાં આવી નહોતી. રાજા પણ આવ્યો નહોતો. એના આવ્યા પછી જયન્તીને લાવવાની હતી. માંચડાની સામે રાજાને માટે સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું. એને ઘેરીને ચોતરફ સિપાઈઓ અને ચોપદારો ઊભા હતા. મોટા અમલદારોની આજે ગેરહાજરી હતી. આવો નિર્લજ્જ દેખાવ જોવાની કોઈની પણ મરજી ન હોતી. રાજાએ પણ કોઈને ખાસ બોલાવ્યા નહિ.

રાજા ક્યારે આવશે, જેને સજા થવાની હતી તે દેવી કે માનવી ક્યારે આવશે. ક્યારે શું થશે, તે માટે લોકો તલપાપડ બની ઊંચી ડોકે જોઈ રહ્યાં હતા. એટલામાં એકાએક નેકીનો પોકાર થયો. બંદીજનો ખુશીના પોકારો કરવા લાગ્યા. પ્રેક્ષકોએ જોયું કે રાજા પધારી રહ્યા છે.

રાજાના પોશાકનું આજે કંઈપણ ઠેકાણું નહોતું. આજે તેનો દેખાવ વૈશાખી સાંજના સમયે થતા વાદળ જેવો ભયંકર લાગતો હતો. આંખો લાલચોળ બની હતી. તેની વિશાળ છાતી શ્વાસોશ્વાસથી ઘડી ઘડી ઊંચી નીચી થતી હતી. રાજાએ તુરતજ આવીને સિંહાસન ઉપર બેઠક લીધી. કોઈએ પણ "મહારાજાધિરાજની જય હો!" એવો પોકાર કર્યો નહિ.

પછી ગરદન ઊંચી કરીને લોકો આમતેમ જોવા

લાગ્યા. બરાબર આજ સમયે જયન્તીને લઈને ચોકીદારો માંચડા ઉપર ચઢ્યા. લોકોની આંખો જયન્તી તરફ ટીકાઇ, જયન્તી ને માંચડા ઉપર મૂકી ચોકીદારો નીચે ઊતરી ગયા. ત્યાં ઊભેલી જયન્તી જાણે કોઈ મહેલ ઉપર પૂનમનો ચાંદ ઉગ્યો હોય તેવી દેદીપ્યમાન લાગતી હતી. હજારો પ્રેક્ષકો ડોક ઊંચી કરી, માંચડા ઉપર ઊભેલી ભગવાં વસ્ત્રવાળી એ અપૂર્વ તેજસ્વી મૂર્તિને ધારી ધારીને જોવા લાગ્યા. બધા મુગ્ધ બનીને એ દેવીની દેવોપમ સ્થિરતા અને દેવદુર્લભ શાંતિને જોવા લાગ્યા. પ્રાતઃકાળના ખીલેલા કમળના જેવું તેનું પ્રફુલ્લ મુખ હતું. હોઠ ઉપર મંદ મંદ હાસ્ય ફરકતું હતું. મુખ ઉપર અવિરલ હિંમત, ધૈર્ય અને મધુર શાંતિ પથરાયેલી હતી. કેટલાકો એની આવી મૂર્તિ જોઈ તેને દેવી સમજી હાથ જોડી પ્રણામ કરવા લાગ્યા; તે જોઈ બીજાંઓના મનમાં પણ ભક્તિભાવનો ઉદય થયો અને તેમણે પણ ‘ જય માતા ! ’ ‘ જય દેવી ! ’ આદિ જયનાદો કરવા લાગ્યા. પર્વતોની હારમાં થતાં વજ્રનાદની જેમ એ જયનાદ કિલ્લાના મેદાનમાં એક ખૂણેથી બીજે ખૂણે એમ ચોમેર ફરી વળ્યો. અંતમાં બધા લોકોએ કાન ફાડી નાંખે તેવા અવાજે એક જયનાદ કર્યો. એનાથી આખું શહેર ગાજી ઊઠ્યું. રાજમહેલ પણ કંપી ઊઠ્યો, ચંડાળના હાથમાંથી નેતર સરી પડી જયન્તી મનમાં ને મનમાં કહેવા લાગીઃ “ જય જગદીશ્વર ! તમારી જ જય ! તમેજ આ મનુષ્યનાં રૂપમાં આવી તમારો પોતાનો જયનાદ કરાવો છો ! જય જગન્નાથ ! તમારો જય હો ! હું કોણ ? ”

ક્રોધથી તપી ગયેલા રાજાએ ત્રાડ મારી ચંડાળને હુકમ કર્યો : “ કપડાં ખેંચી કાઢ અને નેતર માર. ”

આ વખતે ચન્દ્રચૂડ મહારાજે રાજાની પાસે આવી તેના બંને હાથ પકડી લીધા અને બોલ્યો : " મહારાજ ! ક્ષમા કરો ! હું ફરી કોઈ વાર આપની પાસેથી ભીખ માગીશ નહિ. આ મારી છેલ્લી ભીખ છે. આપ એને છોડી મૂકો. "

રાજાએ વ્યંગથી કહ્યું : " દેવીનામાં પોતાની મેળેજ છૂટકારો કરી લેવાની શક્તિ નથી કે શું ? "

" દેવી ન હોય તો એ સ્ત્રી તો છે. "

" રાજા સ્ત્રીને સજા કરી શકે છે. "

" આ જયધ્વનિ સાંભળો છો ? એ નાદમાં તમારું રાજા નામ ડૂબી જાય છે. "

" તમે તમારું કામ કરો. અહીં કંઈ વેદ પુરાણ ભણવાના નથી. "

ચન્દ્રચૂડ ચાલી ગયો, રાજાએ ફરીથી હુકમ કર્યો એટલે ચંડાળે નેતર પાછી ઉપાડી. મારવાને ઊંચી કરી જયન્તીના મુખ તરફ જોયું. નેતર નીચી કરી રાજા પ્રતિ જોયું. આખરે નેતરને નીચે ફેંકી તે ઊભો રહી ગયો.

રાજાએ ગર્જના કરી કહ્યું : " કેમ, શું છે ? "

" મહારાજ, મારાથી આ કામ થઈ શકશે નહિ. "

" તો, તારે ફાંસીએ લટકવું પડશે. "

" રાજાની મરજી હશે તો તે આજ્ઞા માથે ચઢાવીશ, પણ આ નહિ. " ચંડાળે હાથ જોડીને જવાબ આપ્યો.

રાજાએ સિપાઈઓને આજ્ઞા કરી : " ચંડાળને કેદ કરો. "

સિપાઈઓને માંચડા પર ચઢતાં જોઈ જયન્તીએ

સીતારામને કહ્યું : “ એ માણસને દુઃખ દેશો નહિ. આપની જે આજ્ઞા છે તે હું પાળીશ. એને માટે ચંડાળ કે જલ્લાદની જરૂર નથી. ”

તે છતાં પણ સિપાઈઓને ત્યાં આવતા જોઇ જયન્તીએ ચંડાળને કહ્યું : બચ્ચા ! મારે માટે તું શા માટે દુઃખી થાય છે ? હું સંન્યાસિની છું. મને કોઈ વાતનું સુખ દુઃખ નથી. નેતરના ફટકાથી મને શું થશે ? મારે માટે લુગડું પહેરવું અને નહિ પહેરવું એ બધું જ સરખું છે ? શા માટે દુઃખ પામે છે ? નેતર ઉઠાવ ! ”

પણ ચંડાળે નેતર ઉઠાવી નહિ. તે જોઇ જયન્તી બોલી : “ બચ્ચા ! શું સ્ત્રીની વાત ઉપર વિશ્વાસ આવતો નથી ? ઠીક, તો એની ખાતરી જોઈ લે. ” એમ કહી જયન્તીએ પોતાના જમણા હાથમાં ચાબુક પકડી લીધી અને જન સમૂહની વચમાં જ પોતાના કોમળ શરીર પર જોરથી ફટકો માર્યો. નેતરનો ફટકો પડતાં જ ચામડી ચીરાઈ ગઈ અને તેમાંથી લોહીની ધારા છૂટી. જયન્તીનું ભગવું વસ્ત્ર અને માંચડાની જમીન લોહીથી ખરડાઈ ગયાં. એ જોઈને લોકોમાં હાહાકાર વર્તી ગયો.

હસીને જયન્તીએ ચંડાળને કહ્યું : “ બચ્ચા ! જોયું સંન્યાસિનીને કંઇ પણ દુઃખ થતું નથી. તું ડરે છે શા માટે ? તારી ફરજ બજાવ ! ”

ચંડાળે એક વાર લોહીથી ખરડાયલા ઘા તરફ જોયું, એક વાર જયન્તીના પ્રફુલ્લ મુખ તરફ જોઈને પાછો હઠચો અને ઝડપથી માંચડા પરથી ઊતરીને હાંફતો હાંફતો નાસી ગયો. એ એટલો તો ઝડપથી નાસી ગયો કે લોકોની

ભીડમાં કઈ ઘડીએ છૂપાઈ અલોપ બની ગયો તે કોઈ પણ કળી શકયું નહિ.

રાજાએ નોકરોને હુકમ કર્યો: "બીજા એક કસાઈને લઈ આવો."

નોકરો કાળા જમ જેવા એક કસાઈને લઈ આવ્યા. એ મહમ્મદપુરમાં ગૌહત્યા કરી શકતો નહોતો તો પણ શહેરની બહાર બકરાં મેઢાં કાપી વેચતો હતો. તે મોટો જોરાવર તેમ જ કદરૂપો હતો. રાજાની આજ્ઞા થતાં જ હાથમાં નેતર લઈને મંચ પર ચઢી જયન્તીની સામે આવી ઊભો રહ્યો. નેતરને ઊંચી કરી કસાઈએ જયન્તીને કહ્યું: "કપડાં ઉતારી નાંખ. તારા માંસના ટુકડા કરી કરીને હું મારી દૂકાને વેચીશ."

જયન્તીએ લોકો તરફ જોઈ જરાપણ ગભરાયા વગર કહ્યું: "રાજાની આજ્ઞાથી હું આ માંચડા પર નાગી થઈશ, તમારામાંથી જેઓ સતી માતાના પુત્ર હોય તેમણે પોત પોતાની માતાનું સ્મરણ કરી આંખો બંધ કરી દેવી, જેમને પુત્રી હોય તેઓ પોત પોતાની કન્યાઓનું સ્મરણ કરી આંખો બંધ કરી દે. જે હિન્દુ હોય, બ્રાહ્મણ-દેવતાની પ્રતિ જેનામાં ભકિત હોય, તે આંખો બંધ કરી દે. જેમની માતાઓ સતી નથી, જેઓ વેશ્યાના ગર્ભથી ઉત્પન્ન થયા છે તેઓ પોતાની મરજી ફાવે તેમ કરે. તેમની સામે નગ્ન થવામાં મને લજ્જા નથી. હું તેમને માણુસમાં ગણુતી નથી.

આ સાંભળી લોકોએ આંખો બંધ કરી કે નહિ તે ફરીથી જયન્તીએ જોયું નહિ. તેનું ધ્યાન ઊંચે આકાશ

તરફ ચોંટયું હતું. ઈશ્વર સિવાય તે બીજા કોઈને પણ જોઈ શકતી નહોતી, જયન્તીએ રાજા તરફ ફરી કહ્યું: "તમારી આજ્ઞાથી હું નાગી થઈ રહી છું, પણ તમે મારા પર નજર નાંખશો નહિ, તમે રાજેશ્વર છો, તમારી પશુવૃત્તિને જોઈને તમારી પ્રજા શું ન કરે? મહારાજ! હું તો વનવાસિની છું. વનમાં રહેવા જાય તેને ઘણીવાર નાગાં પણ રહેવું પડે. એક વખતે હું વાઘના મુખમાં પડી હતી. વાઘના મુખમાંથી હું મારી જાતને તો બચાવી શકી પણ મારા વસ્ત્રને ન બચાવી શકી, તમારું આચરણ જોઇ તમને પણ હું તેવા જ જંગલી પશુ સમજું છું તેથી તમારી આગળ મને શરમ લાગતી નથી, પણ તમારે શરમાવું જોઈએ –કારણુ, તમારે રાણી છે. તમે આંખો બંધ કરી દો."

એનું કહેવું ફોકટ ગયું. ક્રોધને લઈને રાજા આંધળો બની ગયો હતો, જયન્તીની વાતોનો કંઈપણ જવાબ ન આપતાં તેણે કસાઈને કહ્યું: "બળજબરીથી એના કપડાં કાઢી નાંખો."

જયન્તી કંઈપણ બોલી નહિ. માંચડા પર એ ઘૂંટણ ટેકવીને બેસી ગઈ, એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. એ બોલી: "જ્યારે મારે સંસારના બધા સુખ-દુઃખને સાથે કંઈ સંબંધ રહ્યો નથી તો પછી નકામી લજ્જા શા માટે રાખવી જોઈએ? જ્યારે મારા મનને ઈન્દ્રિયની સાથે સંબંધ નથી, ત્યારે મારા દેહ પર વસ્ત્ર હોય તો એ શું, અને ન હોય તો એ શું? પાપથી જ લજ્જા ઉત્પન્ન થાય છે. ઈશ્વર પાસે જ લાજ હોય!

સુખદુઃખને આધીન એવા માણુસ પાસે લાજ શા માટે ? શું આ સભામાં હું નગ્ન ઉભી ન રહી શકું ! " આ માટે જયન્તીનું મન જરાપણુ વિચલિત ન બન્યું.

નેતરના ફટકાથી ભય પામતી નહોતી, પરંતુ જ્યારે ખરેખરા નગ્ન થવાનો સમય આવ્યો ત્યારે કોણુ જાણે ક્યાંથી પાપ અને લજ્જાએ આવીને ઈન્દ્રિયોને જીતનાર, સુખ દુઃખનો ત્યાગ કરનાર જયન્તીને ઘેરી લીધી, એટલે નારી જન્મને ધિક્કાર દેતી દેતી તે માંચડા પર ઘૂંટણિયે બેસી ગઈ. પછી સ્વસ્થ બની હાથ જોડી મનમાં ને મનમાં કહેવા લાગી: " હે દીનબંધુ ! આજે મને બચાવો. હું મારા મનમાં અભિમાન કરતી હતી કે સંસારના સર્વ સુખ દુઃખને મેં તજી દીધા છે પરંતુ, હે દર્પહારી મારો એ ગર્વ ઊતરી ગયો છે. આજે મારી રક્ષા કરો. પ્રભુ! મને સ્રીદેહ શા માટે આપ્યો ? બધાં સુખ દુઃખ છૂટી શકે છે સ્રીદેહને લીધે લજ્જા છોડાતી નથી. હે પ્રભો ! માટે જ હું કરગરીને આપને કહી રહી છું કે આજે મારી રક્ષા કરો."

જ્યારે જયન્તી પ્રભુનું ધ્યાન ધરી રહી હતી ત્યારે કસાઈ છેડો ધરી તેનું વસ્ત્ર ખેંચતો હતો. તે જોઈ તમામ લોક હાહાકાર કરવા લાગ્યા, તેઓ કહેવા મંડયા : " મહારાજ ! આ પાપથી તમારૂં સર્વનાશ થશે. તમારું રાજ્ય ખેદાનમેદાન થઈ જશે. રાજાએ તે તરફ કાન દીધા નહિ. જયન્તી નિરૂપાય બનીને લૂગડાનો છેડો ધરી ખેંચતાણુ કરતી હતી, છોડતી નહોતી. તેની આંખમાંથી આંસુ પડતા હતા. શ્રીદેવી અહીં હોત તો આ જોઇને તેને આશ્ચર્ય થયા વગર ન રહેત. કારણુ, આજ સુધી કોઈએ તેની આંખમાં

આસું જોયા નહોતા, લોહીથી ખરડાયલે હાથે વસ્ત્રનો છેડો ધરી તે કહી રહી હતી: "જગન્નાથ! મને બચાવો."

જગન્નાથે એની વાત સાંભળી હોય એમ માલૂમ પડ્યું. એ જ વખતે એ અસંખ્ય માણસોની ભીડમાં એકાએક જયધ્વનિનો પોકાર થયો. જેઓ હાહાકાર કરતાં હતાં તેવો હવે "રાણીજીની જય!" પોકારવાં લાગ્યા, જયન્તીના કર્ણપટ પર ઘરેણાંના ખખડાટનો અવાજ આવ્યો. તેણે મુખ ઊંચું કરી જોયું તો મહારાણી નંદા કેટલીક સ્ત્રીઓને સાથે લઇ માંચડા ઉપર ચઢતી હતી. જયન્તી તેને જોઈ ઊભી થઈ.

રાણીવાસની બધી સ્ત્રીઓએ જયન્તીને ઘેરી લીધી. મહારાણી પોતે પણ જયન્તીની સામે આવી ઊભી રહી. પ્રેક્ષકો બધા તાળી પાડી હરિનાદ કરવા લાગ્યા. કસાઈએ જયન્તીનો હાથ છોડી દીધો. પણ તે માંચડા ઉપરથી નીચે ઊતર્યો નહિ.

અત્યંન્ત વિસ્મિત અને ક્રોધિત બનીને રાજાએ નંદાને કહ્યું: "મહારાણી અહીં કેમ આવ્યાં છો? આ બધું શું છે?"

નંદા બોલી: "મહારાજ! હું પતિ પુત્રવતી છું. હું જીવતી છું ત્યાં સુધી આપને આ પાપકર્મ કરવા દઈશ નહિ. કરવા દઉં તો મારું કોઈ રહેશે નહિ."

પહેલાંના જેવાં જ ક્રોધથી રાજાએ કહ્યું: "તમારું સ્થાન અંતઃપુરમાં છે. અહીં નહિ. અંતઃપુરમાં ચાલી જાઓ."

એ વાત ઉપર ધ્યાન ન આપતાં નંદા બોલી: "મહારાજ! આ માંચડા ઊપર હું ઊભી છું. મારી બાજુમાં

જ ઊભા રહેવાની શેખી કરનાર આ કસાઈ કોણ? એને અહીંથી ઊતરી જવાની આજ્ઞા ફરમાવો."

રાજા કંઈ બોલ્યો નહિ તે જોઈ નંદા મોટેથી બોલીઃ "આ લોકમેદનીમાં મારું એવું કોઈ નથી કે જે આ કસાઈને નીચે ઊતારી મૂકે?"

આ સાંભળતાં જ હજારો માણસો 'મારો મારો' કરતાં એ કસાઈની તરફ દોડ્યા. લોકોનો પ્રકોપ જોઈને કસાઈએ મંચ પરથી કૂદીને નાસી જવાનો પ્રયત્ન કર્યો પણ લોકોના હાથમાં તે સપડાઈ ગયો. તેઓ તેને મારતા મારતા કિલ્લાની બહાર લઈ ગયા. અને તેના હાડકાં પાંસળાં સારી રીતે ખોખરાં કરી માત્ર જીવ જ તેના શરીરમાં રહેવા દઇ તેને છોડી દીધો.

નંદાએ જયન્તીને કહ્યું : "મા, અભયદાન આપો! મને બહુ ભય લાગે છે. મા, અપરાધ મનમાં રાખશો નહિ એક વાર આપ અંતઃપુરમાં પધારો, હું આપની પૂજા કરીશ."

રાણી બીજી સ્ત્રીઓ સાથે જયન્તીને ઘેરી અંતઃપુરમાં તેડી ગઇ. રાજા કંઇ કહી શક્યો નહિ. એટલે એ સિંહાસન ઉપરથી ઊતરીને ચાલી ગયો. લોકો પણ શોરબકોર કરતાં કરતાં અને નંદાને આશીર્વાદ આપતાં કિલ્લામાંથી બહાર નીકળ્યાં.

જયન્તી વધુ વાર અંતઃપુરમાં રોકાઈ નહિ. નંદા બહુ આગ્રહ પૂર્વક ગંગાજળથી પોતાને હાથે તેના પગ ધોઇ તેને સિંહાસન ઉપર બેસાડવા ગઈ, પણ જયન્તીએ હસવામાં જ તે વાત ઉડાવી દઈ કહ્યું : "રાણીજી તન, મન અને

વચનથી હું તમને આશીર્વાદ આપું છું કે, તમારું મંગલ થજો. હું કોઈ પણ રીતે દુઃખી કે નારાજ થઈ છું એવો વિચાર પણ મનમાં લાવશો નહિ. ન કરે નારાયણ અને તમારા પર ક્યારેય વિપદ્ આવી પડે તો મને ખબર આપજો. હું તમને મારાથી બનતી મદદ કરીશ. પરંતુ શહેરમાં સંન્યાસીનું કામ નથી, માટે હું જાઉં છું."

નંદાએ તેમજ રાજમહેલની બીજી સ્ત્રીઓએ જયન્તીના પગની રજ લઈ તેને વિદાય આપી.

## ૫૦

રાજમહેલના અન્તઃપુરની વાત કદી પણ સાચા સ્વરૂપે બહાર જતી નહિ. સ્ત્રીઓના મુખથી ઉડતી ઉડતી વાત જાય, એટલે તેમાં મીઠું મરચું તો હોય જ, જયન્તીના સંબંધમાં તો પહેલેથી જ અનેક વાતો બોલાતી હતી. લોકોમાં એને માટેની શું માન્યતા હતી તે આપણે પેલા બે શહેરીઓની વાતચીત દરમિયાન જોયું છે. આ વખતે જયન્તી રાજમહેલમાં જઈ ત્યાંથી બારોબાર જતી રહી, એ સાદી વાત જે રૂપે બહાર આવી, તે ઉપરથી લોકો સમજ્યા કે ‘ રાજમહેલમાં પ્રવેશ કરતાંની સાથે જ દેવી અન્તર્ધ્યાન થઇ ગયાં. અને કોઈ તેમને જોઈ શક્યું નહિ. ’

એનાથી લોકોનો વિશ્વાસ ખૂબ જ વધી ગયો, લોકો માનવા લાગ્યા કે એ જરૂર જ નગરનું રક્ષણ કરનારી દેવી હતી, અને છળ કરી રાજાને ફસાવી રાજ્ય છોડી ચાલી ગઇ હતી, માટે હવે રાજ્ય ટકવાનું નહિ. કમનસીબે આજ વખતે વાત વહેતી થઈ કે મુર્શિદાબાદથી નવાબનું લશ્કર આવે છે. આ વાત સાંભળીને લોકોમાં ભય પેઠો અને નક્કી આ આફત દેવી પર ગુજારેલા જુલમને લઇને જ થઈ છે એવી લોકમાન્યતા પ્રબળ બની. હવે રાજાનો નાશ હાથ વેંત જ છે એ માટે લોકોને કંઈપણ શંકા રહી નહિ. આખા શહેરમાં ગાંસડા

પોટલા બાંધવાની ધમાલ મચી રહી. અનેક લોકો શહેર છોડી નાસી જવા લાગ્યા.

સીતારામ આ બધી વાતની ખબર ન કઢાવતાં ચિત્તવિશ્રામમાં જઈને ત્યાં એકલો રહેવા લાગ્યો. હાલમાં તે પ્રબળ ક્રોધી બન્યો હતો. એ ક્રોધનું કારણ પણ શ્રીદેવી જ હતી અને એટલે બધાં કરતાં શ્રીદેવી ઉપર જ તેને વધારે ક્રોધ ઉપજ્યો હતો.

ક્રોધથી ઉન્મત્ત બનીને સીતારામે કેટલાક નીચ ખવાસના બદમાસ નોકરોને હુકમ કર્યો: "રાજ્યમાં જ્યાં જ્યાં જે કોઈ સુંદર સ્ત્રી માલૂમ પડે તેને મારી પાસે ચિત્તવિશ્રામમાં લ આવો."

આ આજ્ઞા મળતાં જ નીચ નોકરોનાં ટોળેટોળાં ચારે દિશામાં ઉતરી પડયાં. જે સ્ત્રીઓ પૈસાની લાલચુ હતી, તેને તેઓ પૈસા આપીને લઈ આવ્યા, જે સાધ્વી અને સદાચરણી હતી તેને તેઓ જોર જુલમથી ઉપાડી લાવ્યા. તેમના આ જુલમથી રાજ્યભરમાં હાહાકાર અને ત્રાસ વર્તાઈ રહ્યો.

આ બધું જોઈ સાંભળી ચન્દ્રચૂડ મહારાજ પોટલાં ગાંસડા બાંધી મજુરને માથે મૂકી, કોઈને પણ કહ્યા વગર તીર્થાટન કરવા નીકળી પડ્યા. જિંદગીમાં ફરીથી તે શહેરમાં આવ્યા નહિ.

જતાં જતાં રસ્તામાં ચાંદશાહ ફકીરની સાથે તેમને મુલાકાત થઈ. ફકીરે પૂછ્યું: "ઠાકુર મહાશય, કયાં જઈ રહ્યા છો ?"

"કાશી. આપ કયાં જાવ છો."

"મક્કા."

"હજ કરવા ?"

"જે દેશમાં ન્યાય ન હોય, તે દેશમાં હવે રહીશ નહિ. સીતારામે મને એ પાઠ શીખવ્યો છે."

# ૫૧

પ્રસન્ન બનીને જયન્તી મહમ્મદપુરમાંથી બહાર નીકળી. તેના મનમાં કોઈપણ જાતનું દુઃખ નહોતું. માર્ગમાં જતાં જતાં તે મનમાં કહી રહી હતી–જય જગન્નાથ ! તમારી દયા અસીમ છે. તમારો મહિમા ગણાય એવો નથી. જે તમને જાણતો નથી, જે તમને સમજતો નથી. તે જ દુઃખ જાણે છે. પ્રભો દુઃખ કોને કહે છે તે હું જાણતી નથી. આટલા દિવસ મને ભાન નહોતું કે હું ધર્મભ્રષ્ટ છું. કારણ, અભિમાન અને અહંકારમાં હું તમને ભૂલી ગઈ હતી. અર્જુને કહ્યું હતું, હું પણ કહું છું, પ્રભુ ! મને જ્ઞાન આપ, મને બોધ આપ, મારા પર શાસન કર,

" यच्छेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे ।
शिष्यस्तेऽहं शाधि मां त्वा प्रपन्नम् ॥ "

જયન્તીએ સાક્ષાત્ ભગવાનની સાથે વાતચીત કરવાનું શીખી લીધું હતું. મન ખોલી બધી વાત તે વિશ્વપિતા આગળ કહેતાં તે શીખી હતી. જેવી રીતે છોકરી માબાપ આગળ પોતાના મનની વાત કહે છે તેવી જ રીતે જયન્તી પણ તે માત પિતા આગળ પોતાની વાત કહેતી હતી. જયન્તીએ આજે સીતારામને માટે પરમેશ્વર આગળ પ્રાર્થના કરવાનું નક્કી કર્યું. સીતારામની બુદ્ધિ ભ્રષ્ટ તેમજ નીચ થઇ ગએલી હોવાથી તેના પતનની ઝાઝી વાર નહોતી. શું એને એમાંથી બચાવી ન લેવાય ?

તે અનંત દયાના આધારમાં સીતારામને માટે જરા જેટલી પણ દયા નહિ હોય! જયન્તી વિચારી રહી હતી. હું જાણું છું કે તેઓ મારી પ્રાર્થના જરૂર સાંભળશે. સીતારામ ભગવાનને પ્રાર્થના કરતો નથી, એ એને ભૂલી ગયો છે. નહિ તો આવી રીતે એનું પતન કેમ સંભવે? હું જાણું છું કે પાપીને એ જ સજા મળે છે કે તે ઈશ્વરને–તેના ઉપકારને ભૂલી જાય. માટે જ સીતારામ તેને ભૂલી ગયો છે. તે તેને યાદ કરતો નથી, તેને ભજતો નથી તેનું કારણ પણ આ જ છે. ઠીક, એ ભગવાનને યાદ ન કરે, તો શું હું એની તરફથી ઈશ્વરને પ્રાર્થના કરું તો શું એ ન સાંભળે? હું જો પિતા પાસે પ્રાર્થના કરું, તેને કરગરીને કહું કે પાપી સીતારામને પાપમાંથી મુક્ત કરો તો શું તે નહિ સાંભળશે? જય જગન્નાથ! તમારે સીતારામનો ઉદ્ધાર કરવો પડશે.

એ પછી જયન્તીને વિચાર આવ્યો જે નિશ્ચેષ્ટ છે તેનો સાદ ભગવાન સાંભળતા નથી. જો સીતારામના ઉદ્ધાર માટે હું પોતે ચેષ્ટા નહિ કરું તો ભગવાન મારી વાત કેવી રીતે કાન ઉપર ધરશે? જોઉં, શું કરવું તે પહેલાં શ્રીદેવીને મળું. એની ખાસ જરૂર છે. શ્રીદેવીએ નાસી જઈને ઠીક કર્યું નહિ. પણ તે નાસી ગઈ નહિ હોત તો શું થાત તે કહી શકાય નહિ. ભગવાને નિર્માણ કરેલી કાર્યકારણ પરંપરાને સમજવાનું મારું શું ગજું?

જયન્તી શ્રીદેવીને મળવા માટે ગઈ, યોગ્ય સમયે શ્રીદેવી સાથે તેને મુલાકાત પણ થઈ. જયન્તીએ જે વાત બની ગઈ હતી તે બધી વિસ્તાર પૂર્વક કહી સંભળાવી. એ સાંભળી શ્રીદેવી દુઃખી બની ગઈ. એ બોલી: "રાજાનું

અધઃપતન નજીક છે. શું એના ઉદ્ધાર માટે કોઈ પ્રયત્ન ન કરી શકાય?"

"ઉપાયમાં તો ભગવાન છે." જયન્તીએ કહ્યું: "તે ભગવાનને ભૂલી ગયા છે. જે દિવસે તેઓ પાછા ભગવાનને યાદ કરશે તે દિવસથી પુનઃ તેમની ઉન્નતિનો આરંભ થશે."

"તેનો ઉપાય શું? જ્યાં સુધી હું તેની પાસે હતી ત્યાં સુધી આખો વખત હું તેને ભગવત્ પ્રસંગની જ વાતો કહેતી હતી. તે ધ્યાન પૂર્વક સાંભળતા હતા."

"તારા મુખની વાત હતી એટલે તે સાંભળતાં હતાં તારા મોંઢા તરફ ધ્યાન પૂર્વક જોઈ 'હા' ભણતા હતા. તારા રૂપ અને કંઠથી તેઓ મોહ પામ્યા હતા. બાકી ભગવાનની ચર્ચા તો તેમના કાનમાં પ્રવેશી પણ નથી. શું કોઈ દિવસે પણ તેમણે તારી વાતોનો ઉત્તર આપ્યો હતો? કોઈ તત્વની મીમાંસા પૂછી હતી ખરી? હરિનામમાં કોઈ દિવસે પણ તેમણે પોતાનો ઉત્સાહ બતાવ્યો હતો ખરો?"

"ના, એટલું બારીક ધ્યાન હું રાખતી નહોતી."

"તે વખતે એમનું ધ્યાન તારી સુન્દરતા તરફ જ ચોંટેલું રહેતું હતું. ભગવત્–ચર્ચા તરફ નહિ."

"તો હવે શું કરવું જોઈએ?"

"તું શું કરવા તૈયાર છે? તું તો કહે છે કે હું સંન્યાસિની છું. મારે માટે કોઈ કર્મ નથી."

"હા, તેં જ એવું શીખવાડયું હતું."

"શું મેં તને શીખવાડયું હતું! શું મેં તને શીખવ્યું નહોતું કે જે કાર્ય કરવાનું હોય તે અનાસકત

બની બદલાની આશા રાખ્યા વગર હંમેશ કર્યા કરીએ, તો જ કર્મ ત્યાગ કર્યો કહેવાય, નહિ તો નહિ. શું સ્વામી સેવા એ તારે કરવાનું કામ નહોતું ?"

"તેં મને કહ્યું હતું કે રાજાથી માંડીને બાર જણ તારા શત્રુ. જો ઇન્દ્રિઓ તારા કાબૂમાં ન હોય તો તારી સ્વામી સેવા સકામ થઈ પડે. અનાશક્તિ વિના કર્માનુષ્ઠાનમાં કર્મનો ત્યાગ થઈ શકતો નથી. એટલા માટે જ તને મેં નાસવાની સલાહ આપી હતી, જેનાથી જે ભાર ખમાય નહિ તેને તે ભાર હું આપતી નથી, पदं सहेत भ्रमरस्य पेलवम् વગેરે ઉપમાઓ યાદ છે ને ?

શ્રીદેવી શરમાઈ ગઈ. તેણે વિચારીને કહ્યું: "એનો ઉત્તર હું કાલે આપીશ."

એ દિવસે બીજી કંઇ વાતચીત ન થઈ. શ્રીદેવીએ તે દિવસે જયન્તી સામે વધુ વખત પોતાનું મુખ દેખાડયું નહિ.

બીજે દિવસે જયન્તીએ તેને પકડી અને કહ્યું: "સંન્યાસિનીજી, મારા પ્રશ્નોનો શું ઉત્તર છે ?"

શ્રીદેવી બોલી: "ફરી એકવાર મારી પરીક્ષા કરી જો"

"એ પણ ઠીક વાત છે. તો ચાલ મહમ્મદપુર. રસ્તામાં તારે માટે શું શું કામ કરવા જેવાં છે, તેનો વિચાર કરતાં જઈશું."

બંને જણીઓ પુનઃ મહમ્મદપુરને પંથે પડી.

# ૫૨

ગંગારામ ગયો, રમા ગઈ, શ્રીદેવી ગઈ, જયન્તી ગઈ, ચન્દ્રચૂડ ગયો, ચાંદશાહ ગયો તો પણ સીતારામને સાન આવી નહિ.

હવે માત્ર નંદા અને મૃણ્મય જ બાકી રહ્યાં હતાં. નંદા હાલ ખૂબ જ ક્રોધમાં રહેતી હતી. પતિ સેવા પણ હવે તેના ક્રોધની આડે આવી શકી નહિ. પણ નંદાને સહાય કરનારું, તેને સલાહ આપનારું કોઈ જ નહોતું. જો કોઈ પણ મદદ કર્તા હોય તો તે માત્ર મૃણ્મય જ. એટલે એક દિવસે એની સલાહ સૂચના લેવા માટે નંદાએ મૃણ્મયને બોલાવવા માટે માણુસ મોકલ્યો. પણ મૃણ્મયને તેનો સંદેશો પહોંચ્યો નહિ. તે દિવસે પ્રાત:કાળે જ તેનું મરણુ થયું હતું.

સવારે ઊઠતાં જ મૃણ્મયે સાંભળ્યું કે દુશ્મનની સેના મહમ્મદપુર પર આક્રમણુ કરવા આવી રહી છે. કદાચ એ કિલ્લામાં દાખલ પણ થઈ ગઈ હશે. મૃણ્મયને આ વાત વજ્રની જેમ ભોંકાઈ. યુદ્ધને માટે મૃણ્મય તૈયાર ન હોતો. એની પાસે માણુસ, સામગ્રી કે બીજું કંઈ પણ સાહિત્ય નહોતું કે જેનાથી એ દુશ્મનની સેનાનો સામનો કરે. ચન્દ્રચૂડના ગુપ્તચરો પણ નહોતા કે જે આગળથી બધી બાતમી પહોંચાડે. શું વાત છે દુશ્મનો કયાં સુધી આવી પહોંચ્યા છે તે વાત જાણુવા માટે ખુદ મૃણ્મય પોતે ઘોડા

પર ચઢી બહાર નીકળ્યો. થોડેક દૂર ગયો ત્યાં તે દુશ્મનના સૈન્ય સાથે તેનો ભેટો થયો. નાસતાં તેને આવડતું નહોતું એટલે દુશ્મનો દ્વારા તેનો જીવ ગયો.

દુશ્મનના સૈન્યે આવીને સીતારામના કિલ્લાને ઘેરી લીધો. શહેર છોડીને નાગરિકો નાસવા માંડ્યા. ચિત્તવિશ્રામમાં કે જ્યાં સુન્દરીઓને ઘેરીને સીતારામ વિલાસમાં ઉન્મત્ત રહેતો હતો, ત્યાં એની પાસે સમાચાર પહોંચ્યા કે મૃણમ માર્યો ગયો છે અને દુશ્મનોએ આવીને કિલ્લો ઘેરી લીધો છે. સીતારામે મનમાં ને મનમાં કહ્યું : "હવે આપણો પણ વારો આવી ગયો છે, ભોગવિલાસનો અન્ત, રાજ્યનો અન્ત, જીવનનો અન્ત આજે આવી જશે. રાજા સ્ત્રીઓના વૃંદને છોડીને ઊઠ્યો. વિલાસિની સ્ત્રીઓએ કહ્યું: "મહારાજ ક્યાં જાવ છો? અમને છોડીને કેમ જાવ છો?

સીતારામે ચોપદારોને કહ્યું: "એમને ચાબુક મારીને નસાડી દો."

આ સાંભળીને સ્ત્રીઓ ખિલખિલાટ કરતી હસી પડી. તેમને શાંત થવાનું કહીને ભાનુમતી નામની એક સુન્દરીએ રાજાની સામે આવીને કહ્યું: "મહારાજ, હવે આપને અનુભવ થશે કે ધર્મ જેવી કોઈ ચીજ આ દુનિયામાં પણ છે. અમે કુલીન માતા-પિતાની પુત્રીઓ છીએ. આપે અમારો કુલનાશ, ધર્મનાશ કર્યો. તમે અમે ધારતા હતા કે તમારા આ કૃત્યનો તમને કંઈ બદલો મળશે નહિ અને તમે સદાને માટેની સુખચેન ભરી જિંદગી ગાળી શકશો. પણ તે વાતની ખાત્રી તમને હવે થશે, એનો બદલો હવે તમારે ભોગવવો પડશે. અમારામાંથી કોઈની મા રડે છે

કોઈનો બાપ રડે છે, કોઈનો ધણી રડે છે, કોઈનાં બચ્ચ
રડી રહ્યાં છે. તમે શું એમ માનતા હતા કે તેમનો વિલા'
જગદીશ્વરને કાને નહિ પહોંચશે? મહારાજ, નગરમાં નહિ
વનમાં ચાલ્યા જાઓ. લોકોની સામે તમે તમારું મુખ બતાવશે
નહિ, પણ મનમાં યાદ રાખવી કે ધર્મ છે."

રાજાએ એનો કંઈ જવાબ ન આપ્યો. એણે ઘોડ
પર સવાર થઈ પવનની માફક કિલ્લા તરફ ઘોડાને દોડાવ
મૂક્યો. સ્ત્રીઓ તેની પાછળ દોડી. કોઈએ કહ્યું: "ચાલ
રાજધાની લૂંટી લઈએ" તો કોઈ બોલ્યું: "ચાલો સીત
રામનો સર્વ નાશ જોઈએ." કોઈકે વળી કહ્યું: "રાજ
નાસી રહ્યો છે, ચાલો આપણે પણ એની સાથે નાસ
જઈએ." પણ કોઈની વાત સીતારામને કાને ન ગઈ. મા
ભાનુમતીના શબ્દો જ રાજાના કાનમાં ભરાઈ ગયા હત
રાજાને પણ આજે લાગ્યું કે ધર્મ જેવી કોઈ ચીજ છે.

રાજાએ જઈને જોયું કે દુશ્મનોએ હજુ સુધી કિલ્લા
ઘેર્યો નહોતો. તેઓ હજુ આવી રહ્યા હતા. ધૂળ અ
ધજાઓ ઉડતી જણાતી હતી. ઘોડેસવારો આમ તેમ દો
પોતપોતાની નીમેલી જગ્યાએ જતા હતા અને સૈન્યનો અ
ભાગ કિલ્લાના દરવાજા તરફ આવી રહ્યો હતો. કિલ્લા
પ્રવેશીને સીતારામે દરવાજો બંધ કરી દીધો.

પછી રાજા ચોતરફ ઘૂમવા લાગ્યો. એકે સિપાઈ તે
નજરે પડ્યો નહિ. કહેવાની જરૂર નથી કે ચઢેલો પગ
નહિ મળવાથી મોટા ભાગના સિપાઈઓ અત્યાર પહેલા
નાસી ગયા હતા. જે થોડા ઘણા બાકી હતા, તેઓ પ
મૃણ્મયના મરણની અને દુશ્મનોના આવવાની વાત સાંભળી

નાસી ગયા. તોપણ બે ચાર સ્વામી ભક્ત બ્રાહ્મણ અને રાજપૂતો રહી ગયા હતા. તેઓ ખાધેલું લૂણ ભૂલ્યા નહોતા. આવા વફાદારોની સંખ્યા પચાસથી વધુ નહોતી, રાજાએ મનમાં ને મનમાં કહ્યું: "ખૂબ પાપ કર્યું છે. આ લોકને હવે પ્રાણદાન દઈશ. એજ ધર્મ બાકી છે."

રાજાએ મહેલમાં જઈને જોયું તો જે સગા, સંબંધીઓ, જાતભાઈઓ, કુટુંબીઓ વગેરે મહેલમાં રહેતાં હતાં તેઓ બધાં ત્યાંથી જીવ લઈને નાસી છૂટયાં હતાં. મનુષ્યોથી ભરેલો રાજ્યમહેલ આજે એક ઉજ્જડ જંગલ જેવો શાન્ત સૂનો અને અંધારો લાગતો હતો, ત્યાં કોઈને પણ ન જોતાં રાજાની આંખમાં આંસુ આવી ગયા.

રાજાની માન્યતા હતી કે નંદા કોઈ દહાડો પણ જતી નહિ રહે. તે મહેલમાં જ હોવી જોઈએ. આંખ લૂછતો લૂછતો તે નંદાની શોધમાં ગયો. આ વખતે દુશ્મનોની તોપો ગર્જના કરવા લાગી. તેમણે ગઢને ઘેરી લીધો હતો અને હવે તેઓ તેને તોડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. અંત:પુરમાંથી મોટો કોલાહલ સંભળાવા લાગ્યો.

નંદાના મહેલમાં જઈ રાજાએ જોયું તો તે જમીન પર સૂતેલી હતી. તેનાં છોકરાઓ અને રમાનો પુત્ર તેની આજુબાજુ બેસીને રડતાં હતાં. રાજાને જોઈને નંદા બોલી: "મહારાજ! તમે આ શું કર્યું?"

રાજાએ કહ્યું: "જે ભાગ્યમાં લખ્યું હતું તે થયું. મારું પહેલું લગ્ન પતિનો ઘાત કરનારી સ્ત્રી સાથે થયું હતું. તેના મોહમાં પડયો એટલે મારે આ વખત આવ્યો."

"મહારાજ, તે કોણ હતી? શ્રીદેવી?"

"હા, શ્રીદેવીની જ વાત કરું છું."

"જેને અમે લોકો ડાકિણી સમજતાં હતાં તે શું શ્રીદેવી હતી! મહારાજ, તમે આ વાત આટલા દિવસો સુધી પ્રકટ કેમ ન કરી?"

મોત માથા પર ભમતું હતું તોપણ નંદાના મુખ પર પ્રસન્નતા છવાઇ ગઈ.

"કહેવાથી શું લાભ થતે? ડાકણ હોય કે શ્રીદેવી હોય, પરિણામ તો જેનું તે જ આવ્યું–મોત જ ને."

"મહારાજ! જેણે શરીરને ધારણ કર્યું છે તેને અવશ્ય મોતને ભેટવાનું જ છે. માટે તે માટે દુઃખ લગાડશો નહિ, પણ તમે લાખ લડવૈયાઓના સરદાર બની લડતાં લડતાં મરો, હું તમારી પાછળ સતી થાઉં–એ આપણા ભાગ્યમાં કેમ ન બન્યું?"

"મારી પાસે એક લાખ સૈનિક તો શું પણ સોય પૂરા નથી. પરંતુ હું લડતાં લડતાં જ મરીશ. યુદ્ધ કરતાં મને કોઈ રોકી શકે એમ નથી. હમણાં જ દરવાજો ઉઘાડી હું એકલો દુશ્મનોની સેનામાં ઘૂસી જઈ ઝઝૂમીશ. હું તને એ કહેવાને માટે અને હથિયાર લેવાને માટે જ આવ્યો છું."

નંદાની આંખમાંથી આંસુ છલકાવા માંડ્યા. આંસુ લૂછી નાખીને નંદાએ કહ્યું: "મહારાજ જો હું આપને તેમ કરતાં રોકું તો હું આપની દાસી થવાને પણ યોગ્ય નથી. મારા મોટા ભાગ્યની વાત છે કે આજે તમારી બુદ્ધિ પાછી ઠેકાણે આવી. હું ઇચ્છું છું કે બે દિવસ પહેલા આમ થયું હોત! મહારાજ! તમે મરશો, હુંય મરીશ, પણ આ અબોધ બચ્ચાંઓનું શું થશે? તેઓ તો દુશ્મનોના હાથમાં જશે."

અને નંદા પોકેપોક રડવા લાગી.

"માટે જ તારે મરવાનું નથી." રાજાએ કહ્યું: "એમને ખાતર તારે જીવતા રહેવાની જરૂર છે."

"મારા રહેવાથી તેઓ કેવી રીતે બચશે?"

"નંદા!" રાજાએ ધીમા અને શોકપૂર્ણ અવાજે કહ્યું: "બધા નાસી ગયા–તું કેમ ગઈ નહિ? જો તું નાસી ગઈ હોત તો આ બાલકો સલામત થઈ જતે."

"મહારાજ, હું તમારી રાણી છું. હું કોની સાથે જાઉં? તમને પૂછ્યા વિના સંતાનોને કોના હાથમાં સોંપું? પુત્ર કહો, પુત્રી કહો, સૌ ધર્મને માટે. મારો ધર્મ તમે, તમને છોડી પુત્ર–કન્યાને લઈને હું ક્યાં જાઉં?"

"હવે કંઈ ઉપાય છે ખરો?"

"હવે બીજો કોઈ ઉપાય નથી. આ બાલકોને અનાથ સમજી દુશ્મનો તેમની પ્રતિ દયા દાખવશે. નહિ તો પછી જગદીશ્વરની જે ઇચ્છા હશે તે મુજબ થશે. મહારાજ! રાજાને ઔરસે આ બાળકોનો જન્મ છે. રાજવંશમાં સુખ દુઃખ બંને છે, મને તેની જરાપણ ચિન્તા નથી, પણ તમને કદાચ કોઇ કાયર કહે, તે જ મારી મોટી ચિન્તા છે."

"વિધાતાએ જે ધાર્યું હશે તે જ થશે. આ જન્મે તારી સાથે મારી આ છેલ્લી મુલાકાત છે."

આમ બોલી રાજા લડાઇને માટે તૈયાર થવા શસ્ત્રાગારમાં ગયો. નંદા પણ છોકરા છોકરીને લઇને રાજાની સાથે તે ઓરડામાં ગઈ. રાજા અસ્ત્રશસ્ત્રથી સજ્જ થવા લાગ્યો. નંદા છોકરાંઓને લઈ આંખ લૂછતી લૂછતી જોવા લાગી.

સૈનિક પોશાક પહેરી શરીરે ઢાલ બરછી તથા બખ્તર સજી સીતારામ પાછો સીતારામ જેવો દીપી ઊઠ્યો. વીરને છાજે એવી રીતે તે એકલો કિલ્લાના દરવાજા તરફ જવા ઉપડ્યો.

નંદાના દુઃખનો પાર ન રહ્યો, તેની આંખમાંથી ધોધમાર આંસુ વર્ષવા લાગ્યા.

દુર્ગના દરવાજા તરફ જતાં તેણે જોયું તો જે માંચડા ઉપર નેતરનો માર મારવા માટે તેણે જયન્તીને ઊભી કરી હતી ત્યાં જ કોઈ બે જણને બેઠેલાં તેણે જોયાં, તે મોતની તૈયારી કરી નીકળ્યો હતો તોપણ તેમને જોઇને તેના હૃદયમાં ભયનો સંચાર થયો. ભયની સાથે તેણે જઇને જોયું તો ભગવાં વસ્ત્ર, ભસ્મ અને રુદ્રાક્ષ પહેરીને હાથમાં ત્રિશૂળ લઈ જયન્તી બેઠી છે; અને તેની પાસે તેવા જ ભૈરવી વેશમાં શ્રીદેવી બેઠી છે.

આ આફતને સમયે, તેનું મરણ નજીક હતું ત્યારે, તે બંનેને તેવા વેશમાં તે સ્થળે બેઠેલી જોઈ સીતારામ કંઈક ડર પામી ગયો, તેણે પૂછ્યું: "મારા અન્તના સમયમાં તમે લોકો અહીં આવી શા માટે બેઠાં છો? શું તમારી મનોકામના હજુ પૂરી થઈ નથી?"

જયન્તી સહેજ હસી. રાજાએ જોયું કે શ્રીદેવીનો કંઠ ભરાઈ આવ્યો હતો, તેની આંખમાં પાણી હતું તે કંઇક કહેવા માગતી હતી, પણ તેની જીભ ઉપડતી નહોતી. રાજા તેના મુખ તરફ જોઈ રહ્યો. શ્રીદેવી કંઇ પણ બોલી નહિ.

રાજાએ કહ્યું: "શ્રીદેવી! તારા ભાગ્યમાં જે પ્રમાણે લખ્યું હતું તે જ થયું, તું જ મારા મોતનું કારણ બની.

તને પ્રિય–પ્રાણુ–હંત્રી સમજી પ્રથમ તારો ત્યાગ કર્યો હતો, તે વ્યાજબી જ હતું. તારા કર્મનું ફળ મને મળી ચૂક્યું છે. હવે કેમ આવી છે ?"

"હું મારા કર્મનું અનુષ્ઠાન કરવા આવી છું. આજે તમારું મોત આવ્યું છે, હું તમારી સાથે મરવાને આવી છું."

"સંન્યાસિની પણ સતી થઈ શકે છે ખરી ?"

"સંન્યાસિની હોય કે પછી સતી હોય, મરવાનો અધિકાર સૌ કોઈને છે."

"સંન્યાસીને માટે કર્મ નથી, તેં તો કર્મનો ત્યાગ કર્યો છે, મારી સાથે કેવી રીતે મરશે! મારી સાથે નંદા આવશે, તું તારા સંન્યાસ ધર્મનું પાલન કર."

"મહારાજ, આજ સુધી આપે મારા પર ક્રોધ કર્યો નથી, આજે હવે ગુસ્સે થશો નહિ, મેં આપનો અપરાધ કર્યો છે, અત્યારે આપના તેમજ મારા મરણને વખતે મને તેનું ભાન થયું છે. આપના ચરણોમાં માથું મૂકી......"

આમ કહીને એ માંચડા ઉપરથી નીચે ઊતરી અને રાજાના ચરણો આગળ પડી ગઈ. એ બોલી: "તમારા આ ચરણો પર હાથ મૂકીને કહું છું કે હું આજે સંન્યાસિની નથી, હવે સંન્યાસકર્મનો મેં ત્યાગ કર્યો છે. મારો અપરાધ ક્ષમા કરો અને મને સ્વીકારો."

"બહુ આદરથી મેં તને રાખી હતી. હવે પાછી રાખવાનો તને ગ્રહણ કરવાનો સમય નથી."

"સમય છે. મારા મરણને હજુ પૂરતો વખત છે."

"તું મારી રાણી છે. આવ...મારી પાસે આવ..."

શ્રીદેવીએ રાજાની ચરણરજ લીધી. જયન્તીએ કહ્યું:

"હું ભિખારણ આશીર્વાદ આપું છું કે આજથી અનન્તકાળ સુધી તમારો બેઉનો વિજય થાઓ."

"મા! હું તમારો મોટો ગુનેગાર છું. હું ધારતો હતો કે તમે આજે મારી દુર્દશા જોવાને આવ્યા હશો, પણ તમારા આશીર્વાદ ઉપરથી હું જોઉં છું કે તમે ખરેખર દેવી જ છો. બોલો, તમને પ્રસન્ન કરવા માટે હું કયું પ્રાયશ્ચિત કરું? સાંભળો, દુશ્મનોની તોપો ગર્જના કરી રહી છે. હાલ જ એ તોપને મારું શરીર અર્પણ કરી દઈશ! કહો, શું કરું તો તમે રાજી થાઓ! જલદી બોલો!"

"આગળ એક દિવસે એકલે હાથે જ તમે કિલ્લાનું રક્ષણ કર્યું હતું આજે પણ કહો." જયન્તી બોલી.

"આજે નહિ થાય. જળ અને સ્થળ વચ્ચે મોટો ભેદ છે. સંસારમાં આજે કોઈ એવો માણસ નથી કે જે એકલો આ દુર્ગનું રક્ષણ કરી શકે."

"તમારી પાસે પચાસ સૈનિકો તો છે ને?"

"આ કોલાહલ સાંભળો છો? આટલી મોટી વિશાળ સેના આગળ પચાસ માણસો શું કરી શકે? મરજી પડે ત્યારે અને મરજી પડે તેવી ઈચ્છામાં હું મારો પ્રાણ ત્યાગી શકું. પરંતુ વિના અપરાધે તેમની હત્યા શા માટે કરું? પચાસ માણસોને લઈને આ સેનાનો સામનો કરવો એટલે મૃત્યુને ભેટવું એજ."

"મહારાજ, હું અને નંદા તો મરવા રાજી છીએ. પણ રમાના અને નંદાને બાળબચ્ચાં છે, તેમના રક્ષણનો કંઈ ઉપાય કર્યો છે?"

સીતારામની આંખમાંથી આંસુ પડવા માંડયા. એ બોલ્યો: "નિરૂપાય. શું ઉપાય કરું?"

જયન્તીએ કહ્યું : " નિરૂપાયનો એક ઉપાય છે, મહારાજ! શું આપ તેમને ઓળખતા નથી. ઓળખો છો તો ખરા પણ ઐશ્વર્યના મદમાં આપ તેને ભૂલી ગયા છો. હજુ પણ તે નિરૂપાયનો ઉપાય, અનાથનો નાથ, યાદ નથી આવતો ?"

સીતારામે મુખ નીચું કર્યું. ઘણે દિવસે તેણે નિરૂપાયના ઉપાયનું, અનાથના નાથનું સ્મરણ કર્યું. શ્યામ વાદળ પવનમાં તણાઈ ગયું. હૃદયમાં ધીમે ધીમે, થોડો થોડો, સૂર્યનો પ્રકાશ થવા લાગ્યો. ધ્યાન ધરતાં ધરતાં અનંત બ્રહ્માંડને પ્રકાશનારો તે મહાજ્યોતિનો પૂર્ણ પ્રકાશ થયો, સીતારામે મનમાં ને મનમાં કહ્યું; " હે નાથ! હે દીનાનાથ! અનાથના નાથ! પાપીઓનો ઉદ્ધાર કરનાર! હું પાપી, માટે શું મારા ઉપર તમે દયા નહિ કરો ?"

સીતારામ એક ચિત્તે પરમેશ્વરનું ધ્યાન ધરતો હતો તે જોઈ જયન્તીએ શ્રીદેવીને ઈસારો કર્યો. એટલે બંને જણી ઝડપથી મંચ ઉપર ઘૂંટણિયે બેસી, હાથ જોડી, આંખો ઉપર ઊંચી કરી બોલવા લાગી :

" त्वमादिदेवः पुराण
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरुप ॥ "

કિલ્લાની બહાર સમુદ્રના ગર્જનની જેમ દુશ્મન સેનાના કોલાહલનો તથા કોટ તોડવાને માટે છોડવામાં આવતા તોપના ગોળાઓના ભયંકર અવાજનો મેદાને મેદાને, જંગલે જંગલે પડઘો પડતો હતો. કિલ્લામાં માણસો નહોતા એટલે આ કોલાહલ અને પડઘા સિવાય બીજા અવાજ ત્યાં

નહોતો. ત્યાં જ્ઞાન અને ભક્તિ રૂપિણી જયન્તી અને શ્રીદેવીના મધુર કંઠથી નીકળતી આ મહાગીતિ, સીતારામના શરીરને રોમાંચિત કરતી કરતી, આકાશને ચીરી ઊંચે ખૂબ ઊંચે ઊડવા લાગી :

नमो नमस्तेस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ।
नमः पुरस्तादथ पृष्ट तस्ते
नमोस्तु ते सर्वत एव सर्वः ॥

સાંભળતો સાંભળતો સીતારામ વિમુગ્ધ થયો, માથે આવેલી આફત તે ભૂલી ગયો, હાથ જોડી, ઊંચે જોઈ, વિહ્વળ બની, હર્ષનાં આંસુ પાડવા લાગ્યો તેનું ચિત્ત ફરી પાછું પહેલાં જેવું હતું તેવું વિશુદ્ધ બની ગયું.

એ પછી જયન્તીએ, શ્રીદેવીએ અને સીતારામે ગગનભેદી અવાજે શ્રીહરિ ! જય હરિ ! હરિ ! હરિ ! હે હરિ ! હે મુરારી ! હે હરિ પોકારવા માંડયું.

આ સમયે કિલ્લામાં મોટો કોલાહલ થવા લાગ્યો. “ જય મહારાજ ! સીતારામનો જય હો ! ” એવા અવાજો સંભળાવા લાગ્યા.

## ૫૩

વાચકોને કહેવાની જરૂર નથી કે સિપાઈઓ કિલ્લામાં જ રહેતા હતા. આગળ જણાવી ગયા છીએ કે બધા સિપાઈઓ કિલ્લો છોડી નાસી ગયા હતા, માત્ર પચાસ સિપાઈઓ કે જેઓ અત્યંત સ્વામી ભક્ત અને રાજભક્ત હતા તેઓ જ બાકી રહ્યા હતા. એ પચાસેપચાસ જુવાન અને તંદુરસ્ત હતા, તે સિવાય આવા વખતે વિના પગારે માત્ર મરવાને માટે કોઈ ત્યાં પડી રહે નહિ. હમણાં તેઓ બહુ જ નારાજ બની ગયા હતા. શહેર બહાર દુશ્મન સૈન્ય પડયું હતું. ભારે કોલાહલ થઈ રહ્યો હતો, તોપોના ધડાકાથી ધરતી ધ્રૂજતી હતી, ગોળાઓ છૂટવાથી કિલ્લાની દિવાલો તૂટતી હતી તોપણ અહીં તેમને સજ્જ થવાનો દુશ્મનોની સામે થવાનો હુકમ આપનાર કોઈ નહોતું! રાજા જાતે આવીને બધું જોઈ ગયો હતો. છતાં આમ કેમ? તેણે તેમને તૈયાર થવાનો હુકમ આપ્યો નહિ. તેઓ માત્ર મરવાની કામનાથી જ ત્યાં પડી રહ્યા હતા કોઈ પણ જાતના બદલાની તેમને ઇચ્છા નહોતી. છતાં પણ રાજાએ તેમને એમ પણ કહ્યું કે: "આવો, મારે માટે મરો!" આથી તેમની નારાજીનો પાર નહોતો.

અન્તે એ સૈનિકોએ ભેગા મળીને એક સભા ભરી. રઘુવીર મિશ્ર તે બધામાં સૌથી જુનો અને મોભાદાર હતો. તે તેમને સમજાવીને કહેવા લાગ્યો. "ભાઇઓ, દુશ્મનો ઘરમાં આવી આપણને મારે તે ઠીક કહેવાય? જો મરવું હોય તો મર્દની માફક મરો! આવો, આપણે બધા શત્રુની

સામે જઈ સામી છાતીએ લડીએ. કોઈ હુકમ આપે કે ન આપે, આપણે તેની શા માટે પરવા કરવી જોઈએ. અને મરવાને માટે કોઈના હુકમની જરૂર ખરી કે ? આપણે મહારાજનું નમક ખાધું છે. એટલે આપણે તેમને માટે જ લડીશું. હુકમ ન મળે તો શું અણીના વખતે પણ આપણાથી જોઈ રહેવાય ખરું. અને એવે વખતે હુકમની જરૂર પણ શું હોય ? હુકમ હોય કે ન હોય, આપણે તો લડશું જ "

આ સલાહ બધાને ગમી ગઈ. ગયાદીન પાંડેએ એક સવાલ પૂછ્યો: " આપણે કેવી રીતે લડીએ ? અત્યારે તો કિલ્લાના રક્ષણ માટેનું એક માત્ર સાધન તોપ જ છે. પણ તોપચીઓ બધા નાસી ગયા છે આપણને તોપ ચલાવતા આવડતું નથી. આપણને કેવી રીતે લડવાનું ઠીક થઈ પડશે ?

આ પ્રશ્ને બધાને મૂંઝવી નાંખ્યા હવે એના પર બધા વિચાર કરવા લાગ્યા. દુર્મદસિંહ જમાદારે કહ્યું: " આટલો બધો વિચાર કરવાની શી જરૂર ? હથિયાર છે, ઘોડા છે, રાજા પણ કિલ્લામાં છે. ચાલો, આપણે હથિયાર સજી, ઘોડા પર સવાર થઈ, રાજા પાસે જઈને હુકમ માંગીએ. મહારાજ કહેશે તેમ કરીશું. "

આ દરખાસ્ત બધાને યોગ્ય લાગી. તુરત જ બધા લશ્કરી પોશાક પહેરી હથિયાર સજી તૈયાર થઈ ગયા. પછી ઘોડેસવાર થઈ ઘોડા કૂદાવતા કૂદાવતા અને હથિયારોનો ઝણઝણાટ કરતાં કરતાં તેમણે મોટેથી બૂમ પાડી: " મહારાજકી જય ! જય રાજા સીતારામકી ! "

જે જયનાદ સીતારામના સાંભળવામાં આવ્યો હતો તે આ હતો.

# ૫૪

હારબંધ થઈ જયનાદ કરતા કરતા સિપાઈઓ માંચડા આગળ જ્યાં સીતારામ, જયન્તી અને શ્રીદેવીનું મહાગીત સાંભળી રહ્યો હતો, તે ઠેકાણે આવી પહોંચ્યા અને ત્યાં જયનાદ કરી ગગન ગજાવી મૂક્યું.

રઘુવીર મિશ્રે પૂછ્યું: "મહારાજ, શું હુકમ આપો છો? હુકમ કરો તો આ દુશ્મનોને હમણાં જ હાંકી કાઢીએ."

"તમે લોકો જરાવાર અહીં ઊભા રહો. હું હમણાં જ આવું છું." સીતારામે કહ્યું.

અને તે પછી એ અન્તઃપુરમાં ગયો. દરમિયાન સિપાઈઓ એકચિત્તે જોગણોનું સ્વર્ગીય ગીત સાંભળતાં ત્યાં ઊભા રહ્યાં.

થોડાક વખત પછી એક પાલખી સાથે રાજા અંતઃપુરમાંથી બહાર નીકળ્યો, મહેલના બધા નોકર–ચાકરો નાસી ગયા હતા, પણ બે–ચાર જૂના નોકરો હજુ પણ ત્યાં જ રહ્યા હતા. તેઓ જ આજે પાલખી ઉપાડવામાં કામે લાગ્યા હતા. પાલખીમાં નંદા અને બાળકો હતાં.

સિપાઈઓ પાસે પાછા ફરીને રાજાએ તેમને હારબંધ ઊભા રાખ્યા અને પ્રાચીન પદ્ધતિ મુજબ એક નાનો સરખો સૂચીવ્યૂહ રચવાની આજ્ઞા આપી. એ સૂચીવ્યૂહની વચમાં નંદાની પાલખી રાખી રાજા પોતે ઘોડેસવાર થઈ સૂચીની આગળ ઊભો રહ્યો. તે પછી એણે જયન્તી અને

શ્રીદેવીને બોલાવી કહ્યું : "તમે લોકો કેમ બહાર ઊભા છો ? તમે પણ અંદર પાલખી પાસે આવી જાઓ !"

જયન્તી અને શ્રીદેવીએ હસીને કહ્યું : "અમે તો સંન્યાસી છીએ, જીવન–મરણના ભેદને જોતાં નથી."

એટલે તેમને કંઈ પણ કહ્યા વગર "જય જગદીશ્વર" "જય લક્ષ્મીનારાયણ" કરતો સીતારામ દરવાજા તરફ ચાલવા લાગ્યો, એની પાછળ પાછળ તે નાનો સૂચીવ્યૂહ ચાલવા લાગ્યો. તે બે જોગણો સીતારામના ઘોડાની આગળ દોડી ગઈ અને ત્રિશૂળ ઊંચા કરી :

"જય શિવ શંકર, ત્રિપુર નિધનકર !
સમર ભયંકર, જય ! જય ! જય !
ચક્ર ગદાધર ! કૃષ્ણ પીતાંબર !
જય જય હરિહર ! જય ! જય ! જય !

ગાતી ગાતી આગળ ચાલવા લાગી, તે જોઈ રાજાએ કહ્યું : "અરે ! હમણાં જ ચગદાઈ મરશો !"

શ્રીદેવીએ કહ્યું : "મહારાજ ! સંન્યાસીઓને શું રાજાઓ કરતાં મરણનો ભય વધુ હોય ?" પરંતુ જયન્તી કંઈ પણ બોલી નહિ, તે હવે ગર્વ કરતી નહોતી. આ સ્ત્રીઓ માનવાની નથી એમ સમજી રાજા પણ હવે મૂગો રહ્યો.

કિલ્લાને દરવાજે આવતાં જ રાજાએ પોતાને હાથે ચાવી લગાડી તાળું ઉઘાડ્યું. લોઢાની સાંકળો ઝણઝણી ઊઠી. દરવાજા ઉપરના ગુંબજમાં તેનો ઘોર પડઘો થયો. ઘોડાઓનાં પગલાંનો પણ પડઘો થયો, દુશ્મનની સેનાથી ન ઉઘડી શકનારા દુર્ગના દરવાજા આપોઆપ ઉઘડી ગયા.

માર્ગ મોકળો બનેલો જોઈ સૂચીવ્યૂહના યોદ્ધાઓ નાચવા લાગ્યા.

બંધ તૂટી જતાં ઘેરાયેલું પાણી જેમ પહાડ ઉપરથી પડતા ધોધની જેમ જોસથી વહેવા માંડે તેમ દરવાજો ઉઘડી ગયેલો જોઈ દુશ્મન સૈન્ય જોશથી તે તરફ ધસ્યું, પરંતુ સામે જ જયન્તી અને શ્રીદેવીને જોઈ મંત્રથી મુગ્ધ થયેલા સર્પની જેમ તે સેના એકદમ અટકી ગઈ. જેવી વિશ્વમોહક દેવીમૂર્તિ, તેવો જ વેષ, તેવુંજ તેમનું અદ્‌ભુત, આગળ કોઈ દહાડો નહિ સાંભળેલું હોય તેવું અપૂર્વ સાહસ, તેવું જ સૌને મુગ્ધ કરનારું સાહસ, શહેરનું રક્ષણ કરનારી દેવીઓ સમજી દુશ્મન સૈન્યે તેમને માર્ગ કરી આપ્યો, તે બેઉ પણ ત્રિશૂળના પંજા વડે રસ્તો સાફ કરતી કરતી દુશ્મન સૈન્ય ભેદી આગળ વધી. તેમના કરી આપેલા માર્ગ દ્વારા સીતારામની સૂચીવ્યૂહ સેના પણ દુશ્મનોને ભેદતી ચાલવા લાગી. આ સમયે સીતારામના હૃદયમાં ભગવાન સિવાય બીજું કોઈ પણ નહોતું. હમણાં તેને એક જ ઈચ્છા હતી કે–જગદીશ્વરનું સ્મરણ કરતાં કરતાં તેણે જેમ નિર્માણ કર્યું હોય તેવી રીતે મરવું. અત્યારે તેના મનમાં ચિંતા કે દુઃખ નહોતું. પ્રફુલ્લ મનથી તે પોતાનો માર્ગ કાપી રહ્યો હતો.

ભૈરવીને મુખેથી હરિનામ શ્રવણ કરીને સીતારામે આજે પોતાની જાત પર–પોતાના દેહ પર વિજય મેળવ્યો હતો, એ વિજયના આનંદથી તેનું હૈયું થનગનતું હતું. તેના મુખ પર ઉલ્લાસ અને હર્ષ હતો. દુશ્મનોની શત્રુઓના અતુલ બળની તેને આજે પરવા નહોતી.

એનું પ્રફુલ્લ વદન અને જયશાલિની નાની સેના જોઈને દુશ્મનના સૈનિકો 'માર' 'માર' કહી ગર્જના કરવા લાગ્યા. બેઉ સ્ત્રીઓ ઉપર કોઈએ હાથ ઉપાડ્યો નહિ. સૌએ તેમને જવાનો માર્ગ કરી આપ્યો, પરંતુ સીતારામ અને તેના સિપાઈઓ ઉપર તેઓ ઝનૂનથી તૂટી પડ્યા અને ચોતરફથી હલ્લો કરવા લાગ્યા, છતાં સીતારામના સિપાઇઓએ તેની આજ્ઞાને અનુસરી ક્યાંય પણ ઊભા રહીને લડાઈ કરી નહિ. તેઓ માત્ર આગળ વધતા જ ગયા. કોઈ દુશ્મનના મારથી ઘાયલ થયા, કોઈ ઘાયલ થઈ ઘોડા ઉપરથી ગબડી નીચે પડ્યા, પણ તુરતજ બીજા માણસો પાછળથી આવી તેમની જગ્યા લેતા ગયા. આ પ્રમાણે સીતારામની સેના દુશ્મન સેનાની વચમાંથી માર્ગ કાપતી ગઈ. મોખરે જયન્તી અને શ્રીદેવી રસ્તો કરતી કરતી ચાલતી હતી. સનિકો ઉપર જે હલ્લા થતા હતા તે મહા ભયાનક હતા. પરંતુ સીતારામને પગલે ચાલી તેના ઉત્સાહ આપનારા શબ્દો, ખંત અને શિક્ષણને પ્રતાપે તમામ વિઘ્નો પાર કરતા કરતા તેઓ આગળ ધપ્યા જતા હતા. આજુબાજુ નજર કર્યા વિના, જે કોઇ સામે આવી રસ્તો રોકતા તેને જ માર મારતા, ઘાયલ કરતા, તેઓ બેધડક ચાલ્યા જતા હતા.

આ અદ્ભુત સાહસ જોઈ દુશ્મન સેનાપતિએ સીતારામનો માર્ગ રોકવાને માટે એક તોપ મોકલી. કિલ્લાની ભીંત તોડવાના ઇરાદાથી દુશ્મનોએ પોતાની બધી તોપો જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં ત્યાં ગોઠવી દીધી હતી. રાજારાણી નાસે છે એ વાત કાને આવતાં જ સેનાપતિએ

મહા કષ્ટે એક તોપ ફાજલ પાડી તેમનો સામનો કરવા મોકલી આપી. એ પોતે તેમની સામે ન જઈ શક્યો, કારણ અહીં દરવાજો ખુલ્લો જોઈ સૈન્યનો મોટો ભાગ લૂંટની લાલચે કિલ્લામાં જઈ રહ્યો હતો, એટલે તેમને રોકવા ન છૂટકે તેને પણ તેમની સાથે જવું પડ્યું હતું.

તોપને સીતારામની સેનાની સામે લાવી ગોઠવવામાં આવી, તોપને સામે આવેલી જોઈને સીતારામના કેટલાક સિપાઈઓમાં ગભરાટ ફેલાયો, પરંતુ શ્રીદેવી જરા પણ ડરી નહિ, તે અને જયન્તી બંને તોપની સામે જઈ ઊભી રહી. જયન્તીના મુખની સામે જોઈ હસતાં હસતાં શ્રીદેવીએ પોતાની છાતી તોપના મોંઢા ઉપર રાખી અને ચોતરફ નજર કરી આખું, મધુર, આનંદી, જયસૂચક હાસ્ય કર્યું. જયન્તી પણ શ્રીદેવીની સામે જોઈને હસી. ત્રિશૂળધારિણી આ બંને જોગણીને જોઈને તોપચી, કંઈક બીધેલો તો હતો જ; તેમાં વળી તેમની નિર્ભયતા અને હાસ્ય જોઈને એ વધુ ભય પામી ગયો અને કદાચ આ જોગણી ત્રિશૂળથી તેને વીંધી નાંખી ત્યાં જ મારી નાંખશે એવું ધારી તેણે પોતાના હાથમાંની જામગરી ફેંકી દીધી, અને તે પોતે તોપ પાસેથી ખસી જઈ દૂર ઊભો રહ્યો. આ તક સાધી કૂદકો મારી આગળ આવી સીતારામે તોપચીને મારવા તલવાર ઉગામી, તે જોઈ જયન્તીએ ચીસ પાડી કહ્યું "શું કરો છો ? એને કેમ મારો છો ? મહારાજ, એને બચાવો.

" શત્રુને શા માટે બચાવું " કહી સીતારામે એ તોપચીનું મસ્તક છેદી નાંખ્યું અને તોપને કબજે કરી લીધી. તોપ હાથમાં આવતાંની સાથે જ તેને બીજી તરફ ફેરવી

પોતાના સૂચીવ્યુહને માટે રસ્તો સાફ કરવા મંડી ગયો. સીતારામના હાથમાં તોપે પ્રલયકાળના મેઘની જેમ ચાલુ, ગંભીર ગર્જના કરવા માંડી. દુશ્મન સૈન્ય તોપના ગોળાઓની સામે ટકી શક્યું નહિ. તે છિન્નભિન્ન બની ગયું અને સૈનિકો ફાવે તેમ નાસવા લાગ્યા. સૂચીવ્યૂહને માટે રસ્તો સાફ થઇ ગયો. સીતારામ પોતાની રાણી, પુત્ર, કન્યા અને રક્ષાસણા સિપાઇઓને લઇને શત્રુઓને કાપતો કાપતો જ્યાં દુશ્મન નહિ હોય તેવી જગ્યાએ સહેલાઇથી નીકળી ગયો. આ બાજુ દુશ્મનોએ તેનો કિલ્લો લૂંટી લીધો.

આમ સીતારામના રાજ્યનો ધ્વંસ થયો.

૫૫

સાંજના જયન્તીને એકાન્તમાં જોઈ શ્રીદેવીએ પૂછ્યું: "જયન્તી પેલો ગોલન્દા જ કોણ હતો?"

"મહારાજે જેનું માથું છેદી નાંખ્યું તે!"

"હા. તેને મારવાની તેં મહારાજને ના કેમ કહી હતી?"

"તારે સંન્યાસીને તે જાણીને શું કરવું છે?

"બહુ બહુ તો આંખમાંથી બે ચાર આંસુ પડશે. એનાથી સંન્યાસ ધર્મ નાશ ન પામશે."

"આંખમાંથી આંસુ પણ શા માટે પડવા જોઈએ?"

"એને હું જીવતાં ન ઓળખી શકી, પણ તને ના કહેતી સાંભળી તેના મરણ પછી મેં તેના મુખ તરફ નજર કરી જોયું હતું. મને કંઈક શંકા પડે છે. એ માણસ ગમે તે હોય પરન્તુ હું જ તેના મરણનું કારણ છું. મેં જો તોપને મોંઢે છાતી ન રાખી હોત તો તે જરૂર તોપ ફોડતે અને મહારાજ નિશ્ચય મરી જતે. પછી તોપચીને કોણ મારતે?"

"એ મરી ગયો અને રાજા બચી ગયા. જે થયું તે તારે માટે તો ઠીક જ થયું છે."

"એ ગમે તે હોય પણ એ કોણ હતો તે જાણવા હું આતુર છું."

"એ જાણીને શું કામ છે? વધુ પંચાત ન કર અને તારા કામમાં લાગી જા."

"મનમાં વહેમ ભરાઈ ગયો છે. એને કાઢ્યા વગર મને ઝંપ વળે એમ નથી.

"સંન્યાસિનીને આટલી આતુરતા શા માટે?"

"સંન્યાસી હોય કે ગમે તે હોય, માનવી સદા માનવી જ રહે છે. હું તને દેવી સમજું છું, છતાં તું જાહેરમાં લોકલાજને વશ થઈ હતી. ત્યારે મારો સંન્યાસ નાશ થવાની વાત શું કામ કરે છે?"

"તો ચાલ, તારો સંદેહ મટાડી આવીએ. તે સ્થાન પર હું એક નિશાની મૂકી આવી છું. રાત્રિના પણ તે જગ્યા આપણને બરાબર જડશે. પરંતુ આપણે દીવો લઈને જવું પડશે."

ઘાસની મશાલ બનાવી, તે સળગાવી બંને જણી લડાઈના મેદાનમાં ગઈ. ત્યાં મશાલને અજવાળે તપાસ કરતાં કરતાં પેલા તોપચીનું શબ હાથ લાગ્યું. તે જોઈ શ્રીદેવીનો સ્નેહ ગયો નહિ. એટલે જયન્તીએ તેના મસ્તક ઉપર દેખાતા સફેદ વાળ ખેંચ્યા નકલી વાળ તરતજ ખેંચાઈ આવ્યા. જયન્તીએ તેની સફેદ દાઢી પણ ખેંચી કાઢી. હવે તેનું અસલ મુખ બરાબર દેખાઈ આવ્યું. શ્રીદેવીને હવે સંદેહ ન રહ્યો. તે ગંગારામ હતો.

શ્રીદેવીની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી.

જયન્તીએ કહ્યું; "બ્હેન ! આ શોક તારાથી સહન થતો નહોતો ત્યારે આ સંન્યાસ શા માટે ધારણ કર્યો ?"

શ્રીદેવીએ જવાબ આપ્યો: "મહારાજાએ મારો નકામો જ તિરસ્કાર કર્યો છે, હું તેમને પ્રાણઘાતક નીવડી નથી, પણ મારા સગા ભાઈને પ્રાણઘાતક નીવડી છું. વિધાતાના લેખ આટલે દિવસે આમ ફળ્યા."

"વિધાતા કોની મારફતે કોને સજા કરે છે તે કહી શકાય નહિ. તારા જ હાથથી ગંગારામ બે વાર બચ્યો અને આખરે તારે હાથે જ તે મરણ પામ્યો. ગમે તે હોય ગંગારામે પાપ કર્યું હતું. વળી પાછો તે પાપ કરવા નીકળ્યો હતો. માલૂમ પડે છે કે રમાના મરણની તેને ખબર ન હશે. એટલે દગો કરીને તેને લઈ જવાની લાલચે વેશ બદલી તે દુશ્મન સૈન્યમાં તોપચી બનીને આવ્યો હશે. કારણ, જો તે પોતે ઓળખાઈ જાય તો રમા કદી પણ તેની સાથે આવે નહિ એમ તેણે કલ્પના કરી હશે. ગમે તે હોય હવે વિલાપ કરવો મૂકી દે. ચાલ આપણે તેના મૃતદેહને અગ્નિદાહ દઈએ."

બેઉ જણે મળી ગંગારામનું શરીર ઊંચકી યોગ્ય સ્થળે લઈ જઈ તેનો અગ્નિદાહ કર્યો.

જયન્તી અને શ્રીદેવી પુનઃ સીતારામ પાસે ગઈ નહિ. તે જ રાત્રિના તેઓ ક્યાં ચાલી ગઈ તેની કોઈને પણ જાણ પડી નહિ.

# પરિશિષ્ટ

આપણા પરિચિત બંને ભાઈબંધો રામચન્દ્ર અને શ્યામચન્દ્ર પ્રથમથી જ નાસી જઈને નળડાંગામાં વસ્યા હતા. ત્યાં એક ઘરના ઓટલા ઉપર બેઠા બેઠા તેઓ વાતો કરી રહ્યા હતા.

"કેમ ભાઈ, મહમ્મદપુરની કંઈ વાત સાંભળી કે?"

"હા, સાંભળી, દુશ્મનોએ કિલ્લો કબજે કરી બધે લૂંટફાટ કરી મૂકી છે."

"રાજારાણીનું શું થયું, કંઈ ખબર છે?"

"કહે છે કે તેમને બાંધીને મુર્શિદાબાદ મોકલી દીધા. ત્યાં તેમને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા."

"મેં પણ આવી વાત સાંભળી છે. પણ કોઈ તો કહે છે કે તેઓ રસ્તામાં ઝેર ખાઈને મરી ગયા. પછી તેમના શબને લઈ જઈને તેને શૂળીએ ચઢાવી દીધાં."

લોકો ફાવે તેમ વાત કરે છે. મેં તો સાંભળ્યું છે કે રાજારાણી પકડાયાં જ નથી. પેલી દેવી આવી તેમને બહાર તેડી લઈ ગઈ. પછી દુશ્મનોએ પોતાની આબરૂ જાળવવા નકલી રાજારાણી બનાવી તેમને મુર્શિદાબાદ લઈ જઈ ફાંસીએ લટકાવ્યા!"

" તું પણ ઠીક છે ! એ બધી હિન્દુઓએ જોડી કાઢેલી તાઢાપોળની વાતો છે વાતો ! "

" તો પછી કોને ખબર છે કે આ ગપ છે કે પેલી ગપ ? દુશ્મનોએ પણ વાત ઘડી કાઢી હોય એ પણ બનવા જોગ છે. હશે, મરવા દે. આપણને તેની સાથે શું પંચાત ! આપણે રહ્યા આદુના વેપારી, વહાણની ખબર સાથે આપણને શું લેવા દેવા ? આપણે આપણો જીવ બચાવ્યો તે બસ. લે ચલમ ભર ! એક દમ ખેંચી કાઢીએ ! "

રામચન્દ્ર અને શ્યામચંદ ચલમ પીવા મંડયા. અને અહીં આપણી વાર્તા પણ સમાપ્ત થઈ.

સંપૂર્ણ

નવચેતન સાહિત્ય મંદિર તરફથી બહાર પડેલાં

# પ્રકાશનો

## નવલકથા

| | |
|---|---|
| દત્તા : શ્રી શરદ્‌બાબુ | ૨–૦–૦ |
| શોભા : શ્રી ઇંદ્ર વસાવડા | ૨-૧૨-૦ |
| નિર્મળા : શ્રી પ્રેમચંદજી | ૧–૪–૦ |
| જીવનનિર્માણ : શ્રી ચિરંતન | ૨–૦–૦ |
| કલ્યાણના માર્ગે : શ્રી રમણિકલાલ દલાલ | ૧–૮–૦ |
| સુભગા : શ્રી સીતારામ શર્મા | ૨–૮–૦ |
| ગંગાના નીર : શ્રી ઇંદ્ર વસાવડા | ૨–૮–૦ |
| બહેન : શ્રી નિરૂપમાદેવી | ૩–૮–૦ |
| વલ્કલ : શ્રી જસવંત ઠાકર | ૧–૦–૦ |

## નાટક

| | |
|---|---|
| જલિની : શ્રી દિવ્યાનંદ | ૦–૮–૦ |
| પ્રીતમની પ્યાસ : શ્રી દિવ્યાનંદ | ૧–૪–૦ |
| યોગી કોણ ? : શ્રી દિવ્યાનંદ | ૧–૪–૦ |
| ઈશ્વરનું ખૂન : શ્રી દિવ્યાનંદ | ૨–૪–૦ |

## રાસ

| | |
|---|---|
| રાસ નલિની : શ્રી કેશવ શેઠ | ૧–૪–૦ |
| રાસ રંજના : શ્રી વાડીલાલ શાહ, જગુભાઈ રાવળ | ૧–૪–૦ |

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા માટે

# શ્રી. રમણલાલ વ૦ દેસાઈ

## શું કહે છે?

નવચેતન સાહિત્ય મંદિર દ્વારા પ્રગટ થતી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના બધાય ગ્રંથો હું જોઈ ગયો છું. એકાદ ગ્રંથના પ્રાગટ્ય સાથે તો મારો અંગત સંબંધ પણ છે.

એ ગ્રંથમાળામાં નવલકથાઓ, નાટકો અને બીજા સાહિત્ય પ્રકારના પણ ગ્રંથો છે. જે સાહિત્ય દૃષ્ટિએ સારી કક્ષામાં આવી શકે એમ છે. વૈવિધ્ય સાહિત્યગુણ અને દેખાવ એ સર્વ દૃષ્ટિએ આ પ્રકાશન ખરેખર ઉપયોગી અને સ્વીકાર ને પાત્ર છે. એમાં મને જરાય સંશય નથી.

ગુજરાતમાં ખીલતી વાંચન રુચિને પોષવા માટે આ ગ્રંથમાળા બહુજ સારું સાધન છે એમ મારી માન્યતા છે. આ ગ્રંથમાળાની હું સફળતા ઇચ્છું છું.

રમણલાલ વસંતલાલ દેસાઈ

Jacket Printed by [illegible] Printery, Khadia, Ahmedabad.